સ્વતંત્ર છીએ : અમને સામાન્ય કોટિના નહિ કલ્પો–વાતવાતમાં અમને ઉતારી નહિ પાડો.' હિતશિક્ષા આપવા આવનારને પણ કહે છે કે–'અમારા ઉપર પણ વજન રાખો!'–પણ જેના પર તમારું વજન પડે, એ તમને હિતશિક્ષા શી આપશે?–એનો ખ્યાલ નથી. આ વિચારણાના પરિણામે–દિન પ્રતિદિન દુર્દશા આવતી જાય છે. આવેલા અને આવતા દોષોથી કોઈ બચાવવાં કે ચેતવવા આવે, એને પણ સાંભળવાની શક્તિ નથી. આજ તો બધાને બહાદૂર અને શૂરવીરના ઈલ્કાબ જોઈએ છીએ, પરન્તુ પોતાનામાં બહાદૂરી કે શૂરવીરતા કેટલી છે, તેનો પણ વિચાર કરવો નથી.

## શિક્ષણ કેવું જોઈએ ?

આપણો કહેવાનો મુદ્દો એ છે કે–એકલા સત્ત્વથી જ કામ થતું નથી. ચાહના સુખની છે, પણ એ માટે અવસ્થાનો સદુપયોગ કરવા માટે જે ગુણોની જરૂરીયાત છે, તેને વેગળા મૂકવામાં આવે, તો કોઈ પણ આત્મા સુખી થઈ શકે નહિ. જ્ઞાની, સાધક કે ધારેલી ઈચ્છાઓને પાર પાડનારા આત્માઓ, તેવા કયી રીતિએ બન્યા ? ખોટી ધારણાની વાત નથી, પણ યોગ્ય ધારણાઓને પાર પાડવાને માટે પૂર્વપુરૂષોએ જીવનને કેવું ઘડ્યું, કયી યોગ્યતા કેળવી, તે ઈતિહાસ, શાસ્ત્ર અને જ્ઞાનિઓની દૃષ્ટિએ સમજવું પડશે. જીવનને ઉન્નત બનાવવા અભ્યાસ ને શિક્ષણની જરૂરીયાત છે, પણ એ શિક્ષણ એવી જાતિનું હોવું જોઈએ કે–જે જીવનને સીધે માર્ગે વાળે, પણ ઉંધે માર્ગે નહિ! કયી જાતિનું શિક્ષણ કે વાંચન અવસ્થાને સીધે માર્ગે વાળે ? ગમે તે વસ્તુ જાણવી, વાંચવી કે અનુભવવી, તેનાથી યુવાવસ્થાનો સદુપયોગ જ કરવાની શક્તિ મળે, એ અશક્ય છે. અયોગ્ય વસ્તુના અનુભવ લેવાના હોતા નથી. અનુભવજ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો જોઇએ, પણ કયી જાતિનો અનુભવ કરવો, એ નક્કી કરવું જ પડશે. પક્ષઘાત થાય ત્યારે શી દશા થાય, એનો અનુભવ કરવો છે ?

નહિ જ. એ તો સાંભળતાંજ આઘા ખસાય છે. તેમ અનુભવજ્ઞાન મળે તો આત્માનો ઉદ્ધાર છે, પણ તે સારી વસ્તુનું જ મેળવવાનું હોય! યુવાવસ્થા, એ ધારેલી ધારણાઓને પાર પાડવાનાં સાધનો પૈકીનું એક ઘણું જ અગત્યનું સાધન છે. એ અવસ્થામાં એ જાતિનું કૌવત સ્હેજે સ્હેજે મળે છે, પણ એ શક્તિ અવળે માર્ગે વેડફાઇ ન જાય તેનો જ વિચાર કરવાનો રહે છે. જેનામાં ધારેલી ધારણાઓ પાર પાડવાનું કૌવત હોય, તેને જ આપણે યુવાન માનીએ છીએ. ધારેલી સારી ધારણાઓ–બેસી રહેલા, નિરૂદ્યમી, અજ્ઞાન કે કાંઈ નહિ સમજનાર સફળ નહિ જ કરી શકે, એ આપણે કબૂલ રાખીએ છીએ: પણ કયા શિક્ષણના પ્રતાપે એ યુવાવસ્થાનો સદુપયોગ કરવા જેટલા શક્તિસંપન્ન બની શકીએ, એ જ વિચારણીય છે. જેનું–તેનું લખેલું અને જેવું–તેવું વાંચવું, એનું નામ શિક્ષણ ગણાતું હોય, તો તો જૂલ્મ થઈ જાય. જગતના જીવો દરેકે દરેક તત્ત્વનું જ્ઞાન મેળવી વિદ્વાન બને, સદ્‌–અસદ્‌નો વિવેક કરવાની શક્તિ મેળવે, એનો વિરોધ હોઈ શકે જ નહિ! 'બુદ્ધિમાં ન બેસે એવી શાસ્ત્રોની વાતો છે, એવું જગતમાં પ્રચલિત ન થાય તે માટે આજના સાધુઓ જ્ઞાન મેળવવાનો નિષેધ કરે છે'–એ આક્ષેપ તદ્દન ખોટો છે. જે ભણવાથી જાતને ઉચ્છૃંખલ બનાવવામાં આવે અને શાસ્ત્રે બતાવેલાં સત્યોને ઇરાદાપૂર્વક ખોટાં ઠરાવવાની દુર્બુદ્ધિ જાગે, એવું શિક્ષણ તો નહિ જ જોઇએ, એમ તો દરેક સુજ્ઞ કબુલ કરશે જ; અને એજ વાત સાધુઓ પણ કહે છે; માટે કોઇએ એમ માની લેવાનું નથી કે–' સાધુઓ આજની શિક્ષણપદ્ધતિનો એટલા માટે વિરોધ કરે છે કે–એમને ઉપજાવી કાઢેલી કલ્પિત વાતો અજ્ઞાન દુનિયાના મગજમાં ઘાલી બેસાડવી છે.' શિક્ષણ કે જ્ઞાનનો વિરોધ છે જ નહિ, પરંતુ જેના પ્રતાપે ઈરાદાપૂર્વક, સ્વચ્છંદવૃત્તિથી માની લીધેલી સ્વતંત્રતાની આડે આવતી શાસ્ત્રે કહેલી સુંદરમાં સુંદર આજ્ઞાઓને ખોટી પાડવાની ભાવના પેદા થાય, એ શિક્ષણનો આપણે પૂરેપૂરો વિરોધ કરીએ

છીએ. આજે કહેવાય છે કે–સઘળી લગામ યુવાનોના હાથમાં છે. આપણે કબૂલ રાખ્યું કે–ધારેલી ધારણાઓને પાર પાડવા માટે શૌર્યસંપન્ન અવસ્થા અજબ શક્તિ ધરાવે છે, પણ તે નિરંકુશ નહિ જોઈએ. જંગલી ઘોડા ગમે તેટલા સુંદર હોય, છતાં પણ લગામ ઘાલ્યા વિના બેસવા લાયક નથી. શાસ્ત્ર જીવનની દરેકે દરેક પ્રવૃત્તિ પર–ખાવાની, પીવાની, પહેરવાની, ઓઢવાની, બોલવાની ચાલવાની, બધી ક્રિયાઓ પર અંકુશ મૂકે છે. અયોગ્ય શિક્ષણથી ઉચ્છૃંખલ બનેલા આત્માઓને તે અંકુશ પાલવતો નથી, તેથી તેવાઓને માટે શાસ્ત્રો અને તેના ઉપદેશકોને હલકા પાડ્યા શિવાય રસ્તો નથી. અને એથી જ દરેક બુદ્ધિમાન મનુષ્યનો આજની શિક્ષણપદ્ધતિની સ્હામે વિરોધ છે. અછતા પણ ગુણો ગવડાવવાનો દુર્ગુણ જ્યાં સુધી ન જાય, ત્યાં સુધી મળેલી શક્તિનો સદુપયોગ નથી જ થવો એ નક્કી છે. જેણે ઉંચે ચઢવું હોય એની ભાવના કેવી હોવી જોઈએ, તે ખાસ ભણવું પડશે. બીજાએ શું કરવું એ વાત પછી છે: અત્યારે તો મળેલી યોગ્ય અવસ્થાની સફળતાને પ્રાપ્ત કરવાને માટે કેવા બનવું જોઈએ, એની વાત છે. એ આત્મા કરેલા સુકાર્યની પ્રશંસા ઈચ્છે નહિ : કદિ કોઈ કરે તો લજ્જાથી એનું મોંઢું નમ્ર બને: સાંભળતાં ત્રાસ થાય. આ જાતિના શિક્ષણના પ્રતાપે આત્માને પ્રશંસાની ઈચ્છા નથી થતી: અને એથી તે પ્રશંસા મળી બી જાય, તો પણ ઉદ્ધત નથી બની જતો, પણ ઉલ્ટો નમ્ર બની જાય છે. પ્રશંસા જેના કાર્યને આડે નથી આવતી, તે પોતાના કાર્યમાં નિર્ભયપણે આગળ વધ્યે જ જાય છે. જે ગુણ નથી, એની પણ પ્રશંસાની ઈચ્છા શાથી આવી? ઉત્તમ સંસ્કારો પડે એવી શિક્ષણસામગ્રી મૌજૂદ નથી તેથી! આવતા દોષોથી જીવનને નિર્ભય બનાવ્યા વિના, આવેલા દોષોને કાઢ્યા વિના કરેલી યોગ્ય કાર્યવાહીથી પણ મલકાઈ અને છલકાઈ જવાથી તથા સાધ્ય સાફલ્ય સાધ્યા વિના જ મળેલી ઉત્તમ સામગ્રીને પણ હારી જવાય છે. અહીં બેઠેલા બધાને સાધન તો મળી ગયું છે; સૌ શક્તિ-

સંપન્ન છે, શક્તિહીન નથી; પણ છે તે શક્તિ ક્યાં ખર્ચવી તેનું ઠેકાણું નથી! કોઈ પૂછે કે–'તમારા જીવનનો કે દિવસનો કાર્યક્રમ લાવો!' તો શું બતાવશો?

સ૦ ખાવું, પીવું ને રળવા વાસ્તે મહેનત કરવી.

'અને બહુ બહુ ઉપકારની ભાવના થઈ જાય તો બીજા રળતા કેમ બને એની ચિંતા કરવી અને તેમની પાસે સાધન ન હોય તો બીજાઓને રળતા બનાવવાનું સાધન પૂરૂં પાડવું.' આ શિવાય કાંઈ હોય તો બોલો! આ જે બધી પ્રવૃત્તિ છે, તેમાં પોતાના કે પારકાના શરીરના પોષણ શિવાય બીજું કાંઈ છે? અનાર્યોની સામે આજે આ દાવો છે કે–'અમે કોણ? આત્મવાદના હિમાયતી: ચૈતન્યવાદને પૂજનારા: જડવાદના વિરોધી.' એવા દાવા કરનારાઓમાં–તેઓની આખી જીવનપ્રવૃત્તિમાં, પોતાના કે પારકા શરીરની ઉપાસના શિવાય બીજું કાંઈ છે? કોઇ પણ યુવાનને આની સામે કાંઈ કહેવું હોય તો કહે! પોતાના ને પરના શરીરની સેવા શિવાય બીજું કાંઈ નથી ભાસતું, તો એ શરીર કેવું છે? એની સ્થિતિ વિચારો! એ શરીર અનિત્ય છે, અસ્થિર છે, અસાર છે, આપણું નથી, રાખીએ–રાખવા માગીએ તો પણ રહે એવું નથી, અનિચ્છાએ પણ મૂકવાનું છે. 'આપણે શરીર નહિ પણ કોઇક બીજા છીએ.'–એ જાતિનું શિક્ષણ પેદા કર્યું છે? યુવાન, શક્તિસંપન્ન, વીર્યશાળી અને સત્ત્વનો સદુપયોગ કરવાની ઇચ્છાવાળાને આ જાતિનું શિક્ષણ આપવું છે: આ જાતિના સ્વાધ્યાય કરતા બનાવી દેવા છે! જે દિવસે એ સ્વાધ્યાય ન થાય એ દિવસ વાંઝીયો લાગે, ચોવીસે કલાક આ સ્વાધ્યાય વિના ચેન ન પડે, તો જ મળેલી અવસ્થાનો સદુપયોગ સંપૂર્ણપણે કરી શકાય: નહિ તો નહિ જ!

**વર્ત્તમાન દેશકાળ:**

દુનિયા કહે છે કે–આજે સઘળી સત્તા યુવાનોના હાથમાં છે:

એ યુવાવસ્થા પ્રત્યે આપણને ઈર્ષ્યા કે રોષ નથી. યુવાનો ઉદ્યમશીલ બને એનું કાંઇ દુઃખ નથી. આપણે તો જે વસ્તુના નામે દુનિયામાં વાત ચાલતી હોય, જે દેશ-કાળ અને સમય વર્તતો હોય, તે સમયે આપણા સિદ્ધાંતો જગતમાં ઓતપ્રોત થઈ જાય, એ રીતિનો પ્રયત્ન કરવો છે. અત્યારની દુનિયામાં જે જે વાંચવામાં. સાંભળવામાં, જોવામાં કે અનુભવવામાં આવે છે, તેને યાદ કરી જૂઓ, અને તેમાં ખાવા, પીવા કે રળવાની મહેનત કરવા શિવાયનું બીજું કાંઈ તત્ત્વ જગતમાં પ્રકાશિત થયું છે કે નહિ, એ વિચારો. સાધુઓ ચાર થાંભલાની દિવાલમાં રહેનારા, જગતના ચોગાનમાં નહિ આવનારા, દુનિયાના અજાણ અને જમાનાના બીનઅભ્યાસી છે, એવો આક્ષેપ થાય છે: પરન્તુ આ આક્ષેપનો તો સ્હેજમાં ઉત્તર અપાય તેમ છે. ગામની ધોલકીમાંથી બહાર ન નીકળી શકે, ઘર છોડીને બીજા ગામ જવા માટે જેને ઓળખાણ લાવવાની જરૂર પડે, રસ્તે ભૂખે મરતા બચવા માટે પોટકું સાથે બાંધવું પડે, એ જગતના ચોગાનમાં આવનારા! અને ગામમાં જેમણે ઘર રાખ્યું નથી કે સીમમાં ખેતર નથી રાખ્યું, જેઓને અન્યત્ર જવા માટે ઓળખાણની કે ભાથાની જરૂર નથી, એ ચાર થાંભલાની દિવાલમાં રહેનારા!! આ તે વીસમી સદીનું વિજ્ઞાન છે કે કોરો જડવાદ છે? લખનારા આવું લખે, બોલનારા બોલે અને સાંભળનારા તાળીઓ પાડે! એક બોલ્યો. એટલે સો જણ એમ બોલે: માટે આમાં સાચું શું છે અને ખોટું શું છે, એ નક્કી કરવું પડશે. સુણીસુણાઈ વાતો પર મદાર બાંધી, અજ્ઞાનની જ માફક લખતા-બોલતા થઈ જવાય તો દશા શી થાય? અનુભવી કે જાણ કોણ બની શકે, એ નક્કી કરો. બાલ્યકાળમાં તદ્દન લઘુવયથી સંસારને તજી દેનાર પર આક્ષેપ છે કે-એ દુનિયાને શું જાણે? પહેલી દુનિયાને જાણવી, સેવવી અને પછી ત્યાગ લેવો! એક વાર કીડા બન્યા પછી કમળ બનાય, એવી આ વાત છે. પણ ખબર નથી કે-' સાધુએ સંસારમાં શું જોયું? '-એમ કદિ ન કહેવાય. સંસારમાં ફસેલા સંસા-

રના અનુભવી નથી, પણ સંસારથી દૂર ઉભેલા જ સાચા અનુભવી બની શકે છે. મ્હોં પરનો ડાઘ જોવા માટે આરીસો દૂરથી જોવાય કે પાસે રાખીને ? ચિત્ર કેવું છે એની પરીક્ષા ચીતારો કેવી રીતે કરે છે, એ વિચારો. તેવી જ રીતે જેણે સંસારના અનુભવી બનવું હોય, તેણે સંસારમાં ન ફસાતાં, જેથી શુદ્ધ-બુદ્ધ ઉડી જાય એવી સ્થિતિમાં ન મૂકાતાં, સંસારથી દૂર રહેવું જોઇએ.

## 'હું સ્વતંત્ર છું !'-એમ કહેનારને :

ખાવાપીવા અને રળવાની પ્રવૃત્તિમાં શરીરસેવા શિવાય કાંઈ નથી, એ નક્કી છે. પોતાના ખાવાપીવાની અને રળવાની ચિંતા કરનારા કરતાં, પારકાની ચિંતા કરનારા પણ હોય છે એ વાત કબૂલ છે, પણ આ જ પ્રવૃત્તિ કર્યે જઈએ અને એમાં જ જીંદગી પૂરી થઈ જાય, તો સફળતા મનાય કે કેમ એ વિચારવાનું રહે છે. જે શરીરની સેવા માટે જીંદગી વેડફી નાખવામાં આવે છે, તે શરીર કેવું છે ? નાશવંત, અસ્થિર, રાખ્યું રહેવાનું નહિ: ગમે તેવા સમયે પણ મૂકી દેવું પડે એવું: ઘેર લગ્ન હોય કે એક ક્રોડની કમાણીનો તાર આવે કે રાજગાદી મળ્યાના સમાચાર મળે, એ સમય પણ છોડી દેવું પડે: મહેનત કરી મેળવેલું પણ ભોગવવા ન દે એવું છે. મળેલી સામગ્રી ભોગવ્યા વિના પણ મૂકી દેવી પડે, એ નક્કી છે. 'હું સ્વતંત્ર છું' એમ કહેનારને પૂછો કે-તારૂં શરીર, ઈંદ્રિયો કે ઇચ્છાઓ તને સ્વાધીન છે ? શરીર, ઈંદ્રિયો અને મનની બધી આજ્ઞાઓ તારે સ્વીકારવી પડે છે કે નહિ ? એટલાની જ નહિ, પણ શરીરના પાલક અને પોષકની પણ ! તો પછી સ્વતંત્રતા એક જ જગ્યાએ આવેલી છે એમ ને ? આજ્ઞા નહિ માનીએ એ ક્યાં ? આજના યુવાનો સ્વતંત્ર કોનાથી ? શરીર, ઇંદ્રિયો કે મનથી ખરા કે નહિ ? પેઢી પર કે નોકરી પર વિનય, નમ્રતા, શાંતિ, ગમ ખાવાની ટેવ, પહેરેલે બૂટે અવાજ ન થાય એ રીતે ઑફિસમાં ચાલવું, એ

આજની સ્વતંત્રતાનાં લક્ષણ છે. બધી જ જગ્યાએ નીચા નમીને ચલાય, ગુલામી કરીને જીંદગી વેડફી નખાય, ઇંદ્રિયોને રાજી રાખવા ભયંકર પાપો સેવાય, મનને વાત વાતમાં વહેતું મૂકાય અને માત્ર ધર્મ, ધર્મશાસન કે ધર્મગુરૂ પાસે જેમ ફાવે તેમ લવાય, એ કયી જાતિની સ્વતંત્રતા છે? એને પૂછો કે-તું જે બોલે છે એને પૂરવાર કરવાની તારામાં શક્તિ છે? તારાં વચન પાછળ કાંઇ પણ તત્ત્વ છે? તારી વાત સિદ્ધ કરવાને તારી પાસે પ્રમાણ છે? તો એક જ દલીલ કરશે કે-"હું સ્વતંત્ર છું." મારો એ જ મોટામાં મોટો મુદ્દો છે." પણ એ સ્વતંત્રતા આપી કોણે? મરજીમાં આવે તેમ લખવા-બોલવાની છૂટ હોય, તો કોઈ વહેપારીના ચોપડાને જૂઠા કહેજો! પણ ના, ત્યાં તો ભય છે એટલે કાબુમાં આવી જાય છે. અહીં તો દેવ એટલે વીતરાગ, સાધુએ સમતા ફરજીયાત રાખવી જ જોઇએ-સાધુ એટલે સમતાના સાગર, ક્ષમાના સિંધુ. જરા બોલે તો તરત કહે કે-ગરમ થવાય? સાધુ છો કે કોણ? આગમ એટલે કબાટમાં રાખી મૂકેલાં! અહીં શું ભય? એટલે ફાવે તેમ બોલાય છે. આ બધું બનવાનું કારણ એક જ છે-'પોતાના જીવનની કિંમત બીલકુલ સમજાઈ નથી.'

## આર્યત્વ શેમાં?

કેવળ શરીરની ઉપાસનાનું શિક્ષણ ભયંકર રીતિએ આત્માનું અધઃપતન કરનારૂં છે. શરીરસેવાની આસક્તિ જે ન ઘટાડે એ સાચું શિક્ષણ નથી. સાચું શિક્ષણ તો એ છે કે-જે ક્ષણે ક્ષણે આત્માને ચેતવે કે-'મારે હાથે એવાની સેવા થઈ રહી છે કે જેનું ફળ કાંઇ નથી અને મજૂરી માથે પડવાની છે. આ સેવાથી એવી રીતે આત્મા દબાઇ જશે કે-ઉદ્ધાર થવા માટે કોઈ દ્વાર નહિ મળે, ઉદ્ધારકને પણ હાથ ખંખેરવા પડશે.' કેટલીક વાર લાખ આપવા છતાં ભયંકર બીમારીના સમયે ડૉક્ટરોને હાથ ખંખેરવા પડે છે ને? આ નહિ

સમજાય ત્યાં સુધી શક્તિસંપન્ન અવસ્થાનો સદુપયોગ કરવાનું પણ સમજી શકાશે નહિ. જે શિક્ષણ વાતવાતમાં આપણને કહે કે-'શરીર કરતાં હજુ કોઇ જૂદી વસ્તુ છે!' એની જ શુદ્ધિ-અશુદ્ધિ ઉપર મારી શુદ્ધિ-અશુદ્ધિનો આધાર છે, એની અશુદ્ધિમાં દુઃખ તથા શુદ્ધિમાં સુખ છે, એવું ક્ષણે ક્ષણે ભાસે, એ જાતિના શિક્ષણનો પ્રચાર શરૂ કરવો જોઈએ. અને તો જ આર્યદેશ ફળે: તો જ આર્યત્વનો ઇલ્કાબ શોભે. એ ન હોય તો પેલા ત્યાં ઉત્પન્ન થયા માટે અનાર્ય અને આપણે અહીં ઉત્પન્ન થયા માટે આર્ય, પણ વસ્તુતઃ બેય સરખા: એટલું જ નહિ પણ અહીં ઉત્પન્ન થયેલા વધુ કમનસીબ. જો હારી ગયા તો ભયંકર કમનસીબી. એ સમય આવ્યા પહેલાં આ જાતિનું શિક્ષણ લઈ લેવું, દુનિયાના અર્થી આત્માઓને આપવું, આપવા ચોગાનમાં જવું ઘટે તો જવું અને યોગ્યતા ન હોય ત્યાં ન જવું! સાથે સાથે એ પણ ખરૂં જ કે-અયોગ્યને ન દેવું ઘટે: અને એટલા ઉપરથી દુનિયાના ચોગાનમાં ન જનારા કહેવાઈએ તો તે પણ ખમી લેવું ઘટે.

## સાધુ ક્યાં જાય?

ચોર લોકો એમ ફરિયાદ કરે કે-' અમારા લત્તામાં ઝવેરીઓ હીરાની વીંટીઓ પહેરી કેમ નથી આવતા? એ વીંટીઓ તેમણે પ્રમાણિક કમાણિથી જાતે મેળવેલી છે અને તેમની છે, એમ અમે ક્યારે માનીએ કે-અમારા લત્તામાં આવે તો!' હવે એ વાત પૂરવાર કરવા ઝવેરીઓએ ચોરના લત્તામાં જવું કે નહિ? અને કદી જવું પડે તો સાથે પોલીસ રાખવી કે નહિ? સાચું હતું તો પોલીસ કેમ રાખી?, એ કાંઈ દલીલ છે? જ્યારે માણસ માણસ મટી જંગલી બને, ત્યાં બીજો રસ્તો શો? તેવી જ રીતે સાધુ જેવા જગતમાં અન્ય કોઈ શ્રીમાન્ નથી. તમારી પાસે જે મૂકી દેવાનું છે તે છે, જ્યારે સાધુ પાસે તે છે કે-જે સાથે લઈ જવાનું છે: અને એ વસ્તુઓ

એટલી કિંમતી છે કે-તેનું રક્ષણ કરવા માટે સાધુ જ્યાં-ત્યાં જે-તે રીતે નથી જઈ શકતા. આયુષ્ય ટૂંકું છે: વિચારો, નહિ તો પસ્તાશો. આજે નહિ તો પછી પણ વિચારવું પડશે. જેનું શરણું અંતે લેવાનું છે તે અત્યારે લો. ઈશ્વરભજન અંતે કરીશું, તો ઈશ્વર ભોળા-બોળા છે? આ કોર્ટ કેવી ધારી છે? બનાવટી? તમારા દેવ એ કાંઈ ભોળી વ્યક્તિ છે કે-હાથ જોડયાથી કે સાષ્ટાંગથી ભોળવાઈ જાય?

## સાચા આર્ય બનો!

શરીરસેવાથી આત્માને લાભ થતો હોય તો વિચાર કરીએ. શરીર એ જ આત્મા છે, એવી માન્યતા આર્ય દેશમાં ટકી શકે એમ નથી. આર્ય દેશના સિદ્ધાંતને એ વાત બંધબેસતી નથી. છતાં જે આર્ય ગણાતાઓ એવું ઉપદેશતા હોય, તેઓથી અન્ય આર્ય આત્માઓને બચાવવા માટે તેમને એવાઓથી દૂર રહેવાની સલાહ આપ્યા વિના છૂટકો છે? સ્વપરના ભલા માટે જે કહેવું, એ પરમ ધર્મ છે કે નહિ? એક પણ શબ્દ ભયંકર કે કડવો, યુક્તિથી સિદ્ધ નહિ થતો, જરૂરી ન લાગતો, જેના વિના ચાલી શકે એવું નથી એમ પૂરવાર કર્યા વિના આજ સુધી વાપર્યો નથી: વાપરતા નથી: અને વાપરવાના નથી. તેમજ જે યુક્તિથી સિદ્ધ થતા હોય, હિત કરવા માટે જરૂરી હોય, તે શબ્દો ભયંકર કે કડવા છતાં વાપર્યા છે, વાપરીએ છીએ અને વાપરવાની પ્રતિજ્ઞા છે! કઠીન શબ્દપ્રયોગ ન જ થાય એમ કહેનારા ખોટા છે. અવસરે જરૂર પડયે હિતકર વચનો કડક છતાં છતી શક્તિએ ન કહે એ પાપી છે, નિર્ઘૃણ છે. અવસરે ન કહે તો બચાવે શી રીતે? મા પોતાના બાળકને ગભરાવવા ઈચ્છે છે? નહિ જ. તે છતાંય સાપ દેખીને તેને પકડવા જતા બાળકને જોઈને કારમી બૂમ પાડે કે નહિ? એ સાંભળીને બાળક ફફડી તો જાય, પણ સાપ ભાગી જાય અને બાળક બચી જાય. માને કોઈ શિખામણ દેવા આવે કે-આવી બૂમ પડાય? તો મા કહે કે-બોલ મા,

એની મા હું છું–તું નહિ. કડવું બોલનારા છતાં હિતૈષી હોવાથી સ્વીકાર્ય છે. સમયે પણ કડવું નહિ કહેનારા, આવોજી–જાઓજી–બેસોજી કહેનારા હાજીયા છે: ઉદ્ધારક નથી પણ નાશક છે. એ વાત કબુલ છે કે નહિ એ બોલો! શરીરને જ આત્મા માની લેનારા, શરીરની સેવામાં જ ઉદય કલ્પી લેનારા અને એને માટે જ પ્રવૃત્તિ કર્યે જનારા વસ્તુતઃ આર્ય નથી, એમ કહેવામાં વાંધો છે? આર્ય બનવા માટે ગલીચ લખાણો લખવાં કે વાંચવાં બંધ કરવાં પડશે: પેટભરા કે કેવળ વહેપારને અર્થે જ પત્ર ચલાવનારા, લોકોને પસંદ પડે એવું લખે તો જ હજારોની આવક થાય એ માન્યતાવાળા માણસ શું લખે? જાણવા માટે ગમે તેવું વાંચીએ તો શું વાંધો છે, એમ ન કહેવાય. આ તે મગજ છે કે હાંલ્લું છે? રાંધવાના માટીના હાંલ્લામાં પણ ધૂળ નથી નખાતી ને! જે નખાતું હોય તેજ નખાય, પણ જે તે નહિ! એ નિર્ણય થાય તો આર્યત્વ પેદા થઈ જાય

## સ્વાધ્યાય:

શરીર એ જૂદી વસ્તુ છે અને આત્મા એ જૂદી વસ્તુ છે તથા ઉદય આત્માનો કરવાનો છે. શરીરસેવા પોતાની કરી કે બીજાની કરી, બીજાઓને શીખવી, એ કરતા થાય એવી યોજનાઓ ઘડી, એ બધી પ્રવૃત્તિ આત્માના ઉદયથી પ્રતિકૂળ છે, એમ નક્કી કરવું પડશે. આ નિર્ણય ઉપર આ જીવનની સફળતાનો આધાર છે. અવસ્થા કાર્યકર તો જ બનશે. તે પછી દીક્ષા–ત્યાગ, એ શબ્દો પ્રિય લાગશે. ધર્મ, ગુરૂ અને શાસનની આજ્ઞાઓ ગમશે. ધર્મ શી આજ્ઞા કરે છે? એ જ કે–અનીતિ ન કર, કોઇને દુઃખ ન દે. જૂઠું ન બોલ, કોઈની ચીજ ઉપાડી ન લે, સ્ત્રીસંગને છોડ, પરિગ્રહની મમતા તજ, ન મળ્યું હોય તે મેળવવાની ઇચ્છા ન કર અને મળ્યું હોય તે પણ છોડવાની ભાવના રાખ! આમાં ખોટી સલાહ શી છે કે–સ્વતંત્રતાના નામે શાસ્ત્ર સામે નાહકનો રોષ કરાય છે? લૂંટ પાડવી કે કોઇનું

ઘર ફાડવું, એમ તો શાસ્ત્ર નથી કહેતું ને? એ તો કહે છે કે—એવી વસ્તુના પ્રેમી બનો જ નહિ, કે જેથી તમને લૂંટનો વિચાર આવે. હોય તે પણ મૂકવાની ભાવના આવે, પછી અનીતિ, હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર કે લોભ ટકશે? આજે તોફાન શેનું છે. નથી તે મેળવવાની ભાવના જાગી છે એનું! જો છોડવાની ભાવના જાગી હોય, તો આ બળાપા શું કામ કરવા પડત? બધા ઉધમાત આપો-આપ અટકી જાય. પછી અછતા ગુણની પ્રશંસા નહિ જ ગમે. દોષ કયી રીતે આવે છે, એ સંભળાવનાર પર પ્રેમ થશે. સાચું શિક્ષણ મેળવવાની અને આપવાની ઇચ્છા થતી હોય, તો આ જ્ઞાનનો પ્રચાર કરો. સાચું શિક્ષણ ડીગ્રીમાં જ નથી. બી. એ., એલએલ. બી. થયા પછી પ્રેક્ટીસ કેમ ચાલે, એ જ વિચારવાનું રહે છે કે બીજું? એ ભણ્યા પછી શરીર અને આત્મા જૂદો છે, એનું ભાન આવે છે? જેનાથી એ ભાન આવે, જેનાથી આત્મા અને પુદ્ગલનો વિવેક જન્મે, એનું જ નામ જૈનશાસનમાં સ્વાધ્યાય કહેવાય છે. સાધુઓનો એ પરમ ધર્મ છે. સાધુઓએ બને તેટલો સમય સ્વાધ્યાયમાં ગાળવો એવું વિધાન છે.

**પરમ ઔષધ :**

છ કલાક એક સરખું દુકાન પર બેસીને લખો, છતાં એ સ્વાધ્યાય નહિ! અહીં જે કહેવામાં આવ્યો તે સ્વાધ્યાય ૨૪ કલાક દરમ્યાન કેટલા કલાક ચાલે છે, એનો જવાબ તમારી પાસે છે? પા કલાકનો નિયમ છે? રોજનો પા કલાકનો પણ નિયમ છે? રોજ પા કલાક પણ એ જાતિનો અભ્યાસ કરવો જરૂરી છે, એમ તમને લાગે છે? શરીર અને આત્મા જૂદો છે, શરીરના ઉદયમાં આત્માનો ઉદય નથી, શરીરસેવામાંથી પાછા હઠી આત્માનાં ગુણો મેળવવા એમાં જ ઉદય છે, એનો વિચાર કર્યો છે? યુવાવસ્થાની સફળતાનો પહેલામાં પહેલો ઉપાય, જ્ઞાનીઓની દૃષ્ટિએ આ સ્વાધ્યા-

યને જીવનમાં ઉતારવાનો છે. એ સ્વાધ્યાય જેટલી મીનીટ થાય એટલી સાર્થક: બાકીની મીનીટો–કલાકો–દિવસો–મહિનાઓ–વર્ષો કે જીંદગી તે પણ નિષ્ફળ! એકલો સ્વાધ્યાય જ નહિ ચાલે: એ સ્વાધ્યાયમાં જે પ્રવૃત્તિ વિહિત કરવામાં આવી હોય, તે ક્રિયામાં મૂકવી પડશે. બધી જ ક્રિયા અને પ્રવૃત્તિ, એ સ્વાધ્યાય રૂપી આરીસામાં જોઈને જ કરવી પડશે. આજની સ્વચ્છંદતાનું, શાસ્ત્ર–ધર્મ અને ગુરૂ પ્રત્યેની કુદૃષ્ટિનું, દેવ કોણ?–ગુરૂ કોણ?, એ જાતિના બકવાદનું અને એથી થયેલા સન્નિપાતનું આ પરમ ઔષધ છે.

## સાધુતા:

આ જાતિનો સ્વાધ્યાય કરનારની ક્રિયા કયી હોય? એને બજારની હવા ખાવાની, બગીચામાં ફરવાની, પલંગમાં બેસવાની, નાટકચેટક જોવાની, સીગારેટ અને ચીરૂટ પીવાની, એ ક્રિયામાં મજા આવે કે નહિ? આજે શું બંધ થયું છે? નાટક કંપનીઓ બંધ થઈ? તમે કહો છો ને–ઉદયકાળ આવી ગયો છે? તો તમારા જીવનમાં કયી ક્રિયા બંધ થઈ ને કયી ખૂલ્લી થઈ? ખાનપાનમાં ભ્રષ્ટતા આવતી ગઈ, મનોવૃત્તિને બગાડનારાં નાટકચેટક ને સીનેમા જોવાનો શોખ વધતો ગયો, ચા–પાન–સીગારેટ વિના ચાલે નહિ, વાત વાતમાં પેટમાં દુ:ખી જાય, એ સ્થિતિ શાથી થઈ? પેલો સ્વાધ્યાય જે દિ આવશે, એ દિ જીવનમાં પરિવર્તન થઈ જશે. આત્માના ઉદય માટે શરીરની સેવા ખસેડ્યા શિવાય બીજો રસ્તો નથી. પછી કયી ક્રિયાઓમાં આળસ આવશે? ખાવાની, પીવાની, મોજશોખની ને રમતગમતની! પછી આત્મિક ક્રિયામાં આળસ નહિ આવે!! સાચા શિક્ષણથી સારી ક્રિયા આવશે: ક્રિયા શુદ્ધ થયા પછી વિનય દોડચો આવશે અને વિનય આવ્યા પછી, સાધુસંગ કર્યા વિના રહેશે જ નહિ અને સાધુઓનો સંગ કર્યો એટલે અનંત-જ્ઞાનીઓની આજ્ઞા પ્રત્યે પ્રેમ જાગશે. પછી વિચાર આવશે કે–આ

જ્ઞાનીઓને શું લેવું હતું ? દુનિયાની સઘળી વસ્તુ જેમણે તજી હતી, જેમણે તજવાનો આનંદ અનુભવ્યો હતો, એ તજવાને પ્રતાપે સુખ જેમને મળી ચૂક્યું હતું, જે સુખ અમે પામ્યા તે આખી દુનિયા પામો એ જેમની ભાવના હતી અને એને માટે જ જેમની પ્રવૃત્તિ હતી, એજ એને પરમ ઉપકારી લાગશે. દુનિયાના તુચ્છ પદાર્થો પ્રત્યેની મમતા, પ્રેમ ને આસક્તિ કાપવા માટે ત્યાગ, વૈરાગ્ય અને સંયમના બોધપાઠો સમજાવ્યા છે : એમની ગેરહાજરીમાં પણ એ વસ્તુ ટકી રહે એ માટે સાધુઓને પ્રતિનિધિ નીમ્યા છે : માટે એ અનંતજ્ઞાનીઓની કહેલી વાતોને કહેનારા સાધુઓ જીવતા રહે, એ સારૂં કે ન રહે એ સારૂં ? સાધુઓ જીવતા ક્યારે રહે ? હોય તો કે ન હોય તો ? હોય કયારે ? આકાશમાંથી પડે કે ઝાડે પાકે ? સાધુતા, એ યુવાવસ્થા કે જીવનની સફળતા કરનાર છે, એમ તમને લાગે છે ? જેમ દુનિયામાં જન્મેલ માણસોની ઇચ્છા હોય તો પરણવાની, ઘર માંડવાની, વહેપાર–રોજગાર કરવાની ! તમારા દીકરાઓને કયી કયી છૂટ આપી છે ? ખાવાપીવાની છૂટ ખરી કે નહિ ? ભૂખ લાગે તો તમારી ગેરહાજરીમાં પણ ડબ્બો ઉઘાડીને ખાવાની છૂટ આપી છે ને ? તો હવે મનાઈ કયાં છે ? ધર્મમાં જ ને ? જ્યાં સુધી આ વસ્તુ-સ્થિતિ હોય, ત્યાં સુધી અવસ્થાનો સદુપયોગ થવો કઠિન છે.

## સ્વાધીનતા કેળવો !

જ્ઞાનીઓના આ બધા ઉપદેશનું તાત્પર્ય એ છે કે–પ્રાપ્ત થએલી યોગ્ય પણ સામગ્રીનો જો સુયોગ્ય સદુપયોગ કરવો હોય, તો એ જાતિનું શિક્ષણ ફેલાવવું જોઈએ કે–' શરીર અને આત્મા એ ભિન્ન છે : શરીર મારૂં નથી : એને ખવડાવવું–પીવડાવવું એટલા જ માટે કે, એની પાસેથી મારે મારૂં કામ લેવું છે : શરીર માગે તે નહિ પણ આત્માને બાધક ન હોય તે જ અપાય : ઇંદ્રિયો જોવા માગે તે જોવા દઉં નહિ, પણ જ્ઞાનીઓની આજ્ઞા મુજબ જે જોવા જેવું

લાગશે ત્યાં જ આંખો પહોળી કરીશ, બીજે હું મીંચી દઈશ.' સુરદાસે આંખ ફોડી હતી, આપણે ફોડવી નથી, કારણ કે-કામ છે: માટે મીંચી દઈશ. ઇંદ્રિયોને કહેવું-' તમે અમારી છો પણ અમે તમારા નથી. ' ઇંદ્રિય, શરીર અને મન તમારૂં કે તમે એના?-એ સ્થિતિનું શિક્ષણ આવ્યા પછી જ ક્રિયા સુધરશે. ક્રિયા સારી થયા પછી નમ્રતા આવશે અને પછી અનંતજ્ઞાનીઓની આજ્ઞા પ્રત્યે રૂચિ થશે. પછી તો એનો અભ્યાસ કરવાનું મન થશે, જીવનમાં ઉતારવાનું મન થશે અને એ રીતિનું પાલન કરશે તેની જ જીંદગી સફળ થશે, પણ અન્યની નહિ. આજ કારણે એક ઉત્તમ આત્માની ભાવનાને વ્યક્ત કરતાં, કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા લખે છે કે—

**" यौवने विषयेभ्योऽसौ, यथा ह्युत्तिष्ठते भवी।**
**तथोत्तिष्ठति चेन्मुक्त्यै, किं हि न्यूनं तदा भवेत् ॥१॥ "**

' આ સંસારી આત્મા યુવાવસ્થામાં જે રીતિએ વિષયો માટે ઉદ્યમશીલ થાય છે, તે રીતે જો મુક્તિ માટે ઉદ્યમશીલ થાય તો બાકી શું રહે?' અર્થાત્-કાંઈ જ નહિ!



## વચનામૃતો—

જગતના સર્વ ઝગડાનું મૂળ અર્થ અને કામની આસક્તિ છે.

*

દુનિયાના સારા ગણાતા આત્માઓ પણ અનીતિથી, લુંટીને, અનાચાર સેવીને, અસત્યતાથી મેળવીને કે કોઈનું પડાવી લઈને એનો ભોગવટો કરવો એ પાપ છે એમ માને છે, પણ સ્હેજે સ્હેજે મળી જાય, પુરૂષાર્થથી મળે એનો ભોગવટો કરવો. એને પાપ માની શકતા નથી: જ્યારે શ્રી જૈનદર્શન તો પુણ્યથી કે પુરૂષાર્થથી મેળવેલી સંપત્તિને ભોગવવામાં પણ પાપ છે એમ માને છે.

*

# ધર્મનું રહસ્ય

પ્રવચનકાર : પૂ. આ. શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મ.
સભાસ્થલ : શેઠશ્રી ભગુભાઈનો વડો, અમદાવાદ.
( વિ. સં. ૧૯૯૭, ચૈત્ર વદી )

**સુખનું અર્થિપણું :**

“ **वचनाराधनया खलु, धर्मस्तद्बाधयात्वधर्म इति ।**
**इदमत्र धर्मगुह्यं, सर्वस्वं चैतदेवास्य ॥ १ ॥** ”

‘ ખરેખર, ધર્મ અનંતજ્ઞાનીઓના વચનની આરાધનાથી છે અને અનંતજ્ઞાનીઓના વચનના બાધથી તો અધર્મ છે. આ શાસનમાં ધર્મનું આજ રહસ્ય છે : કારણ કે–ધર્મનું સર્વસ્વ અનંતજ્ઞાનીઓના વચનની આરાધનામાંજ છે. ’

સુખની અર્થિ દુનિયાને સુખના સાધનની પૂર્તિ કરી આપવી, એ ઉપકારી મહાપુરૂષોની સ્વાભાવિક પ્રકૃતિ હોય છે. ઉપકાર ત્યારે જ થઇ શકે છે કે–દુનિયા જે વસ્તુની ઈચ્છા રાખે છે, તે ઈચ્છા સ્હેલાઈથી સાધી શકાય તેવાં સાધનોનું તેને પ્રદાન કરવામાં આવે. એજ વસ્તુને આપણે ધર્મના રહસ્ય તરીકે ઓળખીએ છીએ. જેનાથી ઈષ્ટ વસ્તુ સ્હેલાઇથી સાધી શકાય, તેજ ધર્મની સારભૂત વસ્તુ છે. જેનાથી ઈષ્ટસિદ્ધિ ન સધાય તેવી વસ્તુ મળી જાય, એથી મલકાઈ જવું એ તો મૂર્ખતા છે. ઉપકારી મહાપુરૂષોનો એ

સ્વભાવસિદ્ધ ધર્મ છે કે-દુનિયા જે વસ્તુની ઝંખના કરી રહી છે, તે સ્હેલાઇથી પામી શકે તેવી વસ્તુ સરળમાં સરળ રીતે બતાવી દેવી. દુનિયા શું ઇચ્છે છે? કહેવું જ પડશે કે-સુખ. એ શિવાય કાંઈ જ ઇચ્છતી નથી. ધર્મી જ સુખને ઇચ્છે છે એવું નથી : સુખને તો જેમ ધર્મી ઇચ્છે છે, તેમ ધર્મને નહિ સેવનારા, ધર્મની સામે ઉભા રહેનારા પણ ઇચ્છે છે. સુખની ઇચ્છા જગતના જીવો માટે સામાન્ય છે : એમાં કોઈનો પણ વિરોધ નથી : દુનિયાના ધર્મી, અધર્મી કે ધર્મવિરોધી કોઈ ને પણ પૂછો,-તેની સુખ શિવાય બીજી ઇચ્છા નથી. એ ઇચ્છા પાછી સામાન્ય સુખની નહિ : સુખ તો એવું જ જોઇએ કે-જેમાં દુ:ખનો એક અંશ પણ ન હોય, તેની સાથે મળેલું સુખ અધુરૂં પણ ન હોય, કેમકે-અધુરામાંથી ઈર્ષ્યા જન્મે છે એટલે દુ:ખ આવીને ઉભું રહે છે : આજે દુ:ખ છે શેનું? પૂરાની ઇચ્છા છે અને નથી મળતું એનું જ ને? અને તે પણ કદી ન જાય એવું. ભલે પછી કોઇને આ સુખની વ્યાખ્યા બોલતાં આવડે યા ન આવડે, પણ સૌ કોઈના હૃદયમાં જોઈએ તો ભાવના આવા જ સુખની બેઠી છે. એ સુખની ઇચ્છાવાળી દુનિયા, એવાં તુચ્છ સાધનોની પૂંઠે પડી છે કે જે સાધનોમાં આ ઇચ્છિત સુખ આપવાની શક્તિ નથી! એવો કોઇ પદાર્થ દુનિયામાં નથી કે-જે આ સુખને આપી શકે. જે સુખના ભોગવટામાં દુ:ખનો અંશ ન હોય, થોડું પણ ઓછાપણું ન હોય, પ્રાપ્તિ પછી જેનો કદિ નાશ ન હોય, એવી જાતિનું સુખ આપવાની શક્તિ દુનિયાના કોઇ પણ પદાર્થમાં નથી.

## ધર્મનું રહસ્ય :

ઉપકારી મહાપુરૂષોનો એ સ્વભાવસિદ્ધ ધર્મ છે કે-દુનિયા જે ઇચ્છે છે તે સ્હેલાઇથી સાધી શકે એવું સાધન સમર્પવું. પછી ભલે જેની ઇચ્છા હોઈ તે લે, ઇચ્છા હોય તે એને સેવે, પણ એ સાધન તો એવું જ હોય કે-એના સેવનમાં બેદરકાર ન થાય-પરિપૂર્ણ

રીતે સેવે, તો જરૂર એ આત્મા ઈચ્છિત સુખની પ્રાપ્તિ કરી જાય. પણ દુનિયાએ સુખ કલ્પ્યું છે બીજે અને આ ઉપકારિઓની દૃષ્ટિએ સુખ છે બીજે! એટલા માટે જ્ઞાનીઓએ ધર્મ વસ્તુ જ જૂદી કહી છે. "આવા ઉપકારિની આજ્ઞા એજ ધર્મ !" એ ઉપકારિઓની આજ્ઞામાં જ ધર્મનું રહસ્ય સમાએલું છે, એવું ડાહ્યા માણસોનું મન્તવ્ય છે. અને તેથી દુનિયાએ નહિ જોયેલું, દુનિયાને ન રૂચે એવું અને રૂચિ જાય છતાં સારીય દુનિયા એને આરાધવાને શક્તિસંપન્ન ન હોય એવું, એ જ્ઞાનીઓ કહે એ સંભવિત અને બનવાજોગ છે. દુનિયામાં કયો એવો આત્મા છે કે-જેને ધર્મ જોઈતો નથી? પોતાની જાતને અધર્મી તરીકે ઓળખાવવા કેટલા તૈયાર છે? એક પણ નહિ ને? અધર્મિને પણ કોઈ જો અધર્મી કહે તો દુ:ખ લાગે : કહેનારની સામે થઈ જાય : અધર્મી કહેવડાવવું કોઇને ગમતું નથી. 'મારે ધર્મ જોઈતો નથી'-એમ સ્પષ્ટ કહેનાર સહેલાઇથી દૃષ્ટિપથમાં આવી શકે તેમ નથી. સારીય દુનિયાને ધર્મી કહેવડાવવાની ઇચ્છા છે, છતાં ધર્મ જોઈએ તો શોધ્યો પણ જડતો નથી, એનું કારણ શું, એ આપણે શોધવું છે : એ શોધમાં જ ધર્મરહસ્ય છૂપાએલું છે.

## દુનિયા કેમ ચાલે છે?

સુખ જોઈએ છે : ધર્મી કહેવડાવવું એમાં વાંધો નથી : એટલું જ નહિ, કેટલાકને ધર્મનું અર્થિપણું પણ છે : નથી એમ નહિ. તે છતાંએ ધર્મ જેવી વસ્તુ હાથમાં કેમ નથી આવતી? તો કે-દુનિયા ધર્મના મૂળભૂત ઉપાયથી છેટી છે. જેમ વ્યવહારમાં જે જે વસ્તુનું અર્થિપણું થાય છે, તે તે જેની પાસે હોય તેની જ દુનિયામાં સેવા થાય છે! વ્યવહારમાં આ ન્યાય સચવાય છે કે-જે વસ્તુની ઇચ્છા થાય તેમાં જે હુંશીયાર હોય, તેની સલાહ ને આજ્ઞા માનવામાં આવે છે: તેમાં નાનમ કે માનહાનિ મનાતી નથી. મોટો કોટયાધિપતિ કે કોઇ મોટી શહેનશાહતનો માલીક હોય, પણ જો

શરીરમાં કાંઈ બીગાડો થાય, તો એ ડૉકટરની સલાહ માનવાની કે આજ્ઞા પાળવાની જરાએ આનાકાની નથી કરતો અથવા એમાં નાનમ નથી સમજતો. શરીરનો ચિકિત્સક કહે તેમ કરવાને તૈયાર રહે છે: પોતાની ગમે તેટલી સારી બુદ્ધિ ત્યાં આઘી મૂકવાને હરકત નથી ગણતો. તે વખતે હું રાજતંત્ર ચલાવું છું, મારી આજ્ઞા ઉપર દુનિયા ચાલે છે, મારા હુકમને આધીન દુનિયાનાં પ્રાણી છે-એમ નહિ બોલે, પણ અત્યારે તો તારે જ આધીન મારા પ્રાણ છે-એમ કબુલ કરી લેશે. જે વિષયમાં જે નિષ્ણાત હોય, તેની જ આજ્ઞા મુજબ ચાલવું એનું જ નામ બુદ્ધિ ! એનું જ નામ ડહાપણ !! એનું જ નામ અક્કલ !!! અને એનું જ નામ હુંશીયારી મનાય છે !!!! દુનિયામાં આ વાતનો નિશ્ચય છે. વ્યવહારમાં એક શરીરની નહિ, પણ બધી જ બાબતોમાં આ જાતિનો એકસરખો નિર્ણય છે. શરીરમાં ભેદ પડ્યો તો ચિકિત્સક, કાયદાની ચુંગાલમાં ફસાઇ જાય તો વકીલ, એમ દરેક દરેક સાધનના જે જે અનુભવી હોય, તે કહે એ પ્રમાણે કરવા તૈયાર! ઝવેરાત ખરીદવું હોય, કાપડ ખરીદવું હોય અને છેવટ કચરો કાઢવો હોય, તો તે તે વસ્તુના અનુભવિની સલાહ પ્રમાણે વર્તે તો જ દુનિયા ચાલે છે. બધા જ સ્વતંત્ર બની જાય તો એક પણ કાર્યવાહી ચાલે? નહિ જ. વ્યવહારમાં એ વસ્તુ માન્ય છે કે-તે તે વસ્તુના અનુભવી જે હોય, તેનું જે વચન તેજ પ્રમાણ: જ્યારે ઉલ્લંઠ અજ્ઞાનીઓ એક ધર્મની બાબતમાં કહે છે કે-'**मुंडे मुंडे मतिर्भिन्ना**' દરેક કહેશે-'અમારો અભિપ્રાય જૂદો છે: કોઇનું માનવું જ જોઈએ એવું કાંઈ બંધન નથી.' ધર્મની બાબત આવે ત્યાં આ તકરાર ચાલે. આવા આત્મા માટે એમ કહી દેવું જોઈએ કે-તે બીચારા ધર્મના રહસ્યથી વંચિત છે.

**કયી ચિંતામાં છો?**

શરીર પર આપત્તિ આવે તો ચિકિત્સકની અને કાયદાની બારીકી

આવે તો કાયદાના જ્ઞાતાની સલાહ મુજબ ન ચાલે, તે અજ્ઞાન ખરો કે નહિ? ખરો જ. વૈદ્યની સાથે–'શરીર કોનું? મારૂં. તે વિષે હું વધારે જાણું કે બહારથી દેખીને તું વધારે જાણે? સુવું, બેસવું, ખાવું મારે–તેની આડે તું કેમ આવે? જેના ઘરમાં અનાજ ન હોય એ મગના પાણી પર રહે, પણ મારે ત્યાં સારામાં સારી વસ્તુ ખાવાપીવા હોય, છતાં હું શું કામ રહું?'–આ જાતિની ચર્ચામાં શહેનશાહતના માલીકો પણ નથી ઉતરતા. એ રીતિની સ્થિતિ ધર્મની બાબતમાં કરવી છે. શરીર તો અમૂક કાળ આપણી પાસે રહેવાનું છે: એક લાખ ને એક ડૉકટર ચોકી ભરે તો પણ અમૂક કાળથી વધુ નથી જ રહેવાનું: એમાં શંકા છે? હું કહું છું કે–એમાં તમને શંકા પડી ગઈ છે! પણ યાદ રાખવાનું છે કે–આ બધી જ વસ્તુઓને ઇચ્છા નહિ છતાં પણ મૂકીને જવું પડશે. માટે મૂકીને જતી વખતે આગળની શું વ્યવસ્થા કરવી, એની મુંઝવણ તમને જરાયે નથી તે થવી જોઇએ.

**સ૦** સાહેબ! ધર્મ તો કરીએ છીએ.

ધર્મ કેમ કરો છો એ વાત હાલ બાજૂએ રાખો. પહેલી વાત તો એ કે–આ મુંઝવણ છે કે કેમ? ધર્મ અનેક રીતિએ થાય છે. મોટા શ્રીમાનને સલામ ભરો છો, એ હૃદયના પ્રેમથી કે બીજું પણ કાંઈ કારણ છે? હૃદયના પ્રેમ વિના પણ એ ક્રિયા કરવી પડે છે ને? શરીરાદિકના રક્ષણ માટે, ધાર્યા કરતાં વધુ પ્રયત્ન કરીએ તો પણ, એ બધું અમૂક કાળથી વધુ રહેવાનું નથી, છતાં એની ચિંતા છે? તમે આજકાલ કયી ચિંતામાં સડો છો? જેમ વ્યવહારમાં તમે અમૂક અમૂકના વચનને આધીન થયા છો, તેમ તમે ધર્મની બાબતમાં નથી: તેથી તમને તેવા કરવા માટે જ્ઞાનિઓનો પ્રયત્ન છે. 'ધર્મ એનું જ નામ છે કે–યોગ્ય આત્માની સલાહ મુજબ ચાલવું.' દરદીને નિરોગી થવાની ઇચ્છા છે, એમ ત્યારે જ મનાય કે–જ્યારે નિરોગી કરનાર વ્યક્તિના વચન પર તેની નિર્ભરતા હોય. ડૉકટરોની સલાહ મુજબ

ચાલ્યા, એણે સુવાડ્યા તેમ સુતા, બેસાડ્યા તેમ બેઠા, એના વચન ખાતર સારી પણ વસ્તુ ખાવાનો ત્યાગ કર્યો, છતી ભોગસામગ્રી ન ભોગવી, હજારો ને લાખો આપીને પણ વારંવાર આજ્ઞા માની, તે છતાં આ શરીરાદિ વસ્તુ રાખી રહેવાની નથી, એમ તમારી ખાત્રી છે ને? અને નથી રહેવાની, તો એને છોડીને કોઈ જગ્યાએ જવાનું છે, એ નક્કી છે ને? તેમજ જો જવાનું છે તો સારી જગ્યાએ જવાની સલાહ આપનાર મેળવવાની ચિંતા તમારા હૃદયમાં લાગી છે કે કેમ? –એ મારો પ્રશ્ન છે. 'અમે ધર્મ કરીએ છીએ'–એ કાંઇ ઉત્તર નથી. જે રીતે નાશવંતી વસ્તુઓ માટે યોગ્યની સલાહ લેવા દોડી જાઓ છો, પૈસા આપીને સલાહ માંગો છો, એને પ્રેમપૂર્વક–બહુમાનપૂર્વક સાંભળો છો, એની બધી આજ્ઞા સ્વીકારવાની કબૂલાત આપો છો, એવી જાતિની ધર્મની બાબતમાં યોગ્યની સલાહ લેવા, યોગ્ય સ્થાને દોડી ગયાનો દાખલો છે? નથી. અમને ધર્મ આપો, અમને ધર્મી કહો, પણ શી રીતે? જ્યાં સુધી તમને આ બધા પદાર્થો મૂકવાના છે એવો નિર્ણય ન થાય, અહીંથી ગયા પછી સારી જગ્યાએ જવા માટે કોની આજ્ઞા માનવી–એની ચિંતા તમારા હૃદયમાં પેદા ન હોય, ત્યાં સુધી ધર્મ આપવો શી રીતે?

**સ૦** અનીતિ ન કરવી, નીતિથી ચાલવું, એ ધર્મ નહિ?

'આ ભવમાંથી પરભવમાં જવું છે અને જવા માટે અનીતિ નુકશાનકારક છે, નીતિ લાભદાયી છે, અનીતિથી પરભવ બગડે છે, નીતિથી સુધરે છે, માટે અવસર આવ્યે બધું જાઓ પણ નીતિ ન જાઓ'–એ બુદ્ધિ કેટલાની છે? કેવળ દુનિયામાં નીતિમાન મનાવવાના આડંબર ખાતર પાળેલી નીતિ, એ વસ્તુતઃ ધર્મ નથી. પરલોકની ભીતિથી જો એ પળાતી હોય તો ધર્મનું રહસ્ય હૃદયમાં આવી ગયું છે, એમ માની શકાય: પણ એ આવે તો! એની ખાતર કોઇ પણ વસ્તુનો ભોગ દેવો પડે તો દેવાય, પરન્તુ કોઈ વસ્તુ ખાતર એનો ભોગ ન જ દેવાય. તમારા આત્માને આજે અનેક

જાતની ચિંતાઓ મુંઝવી રહી છે: તે બધી ચિંતાઓમાં આ ચિંતાને સ્થાન છે કે કેમ?, એનો ઉત્તર જોઈએ છે.

**સ૦ મળેલાને ભોગવવું એમાં શું હરકત?**

**કહે** છે કે–મળેલું ભોગવવું એ અમારી સત્તાની વાત છે: પણ એ ખબર નથી કે–એ પણ સત્તાની વાત નથી! કંઈ મળેલ છતાં ભોગવ્યા વિના સડી સડીને મરી ગયા: મેળવેલાની પણ એમાં આસક્ત બનવાથી ખાનાખરાબી થઈ ગઈ. માટે ધર્મનું રહસ્ય જેનાં–તેનાં વચનોમાં નથી! મતિકલ્પના કે ઈચ્છા મુજબ ચાલવામાં નથી!! જેના જીવનમાંથી દોષનો અણુ શોધ્યો ન જડે અને ગુણોના ઢેરના ઢેર દેખાય, તેના વચનના પાલનમાં જ ધર્મનું રહસ્ય છે. 'આ બધું મળ્યું છે તે અમારી બુદ્ધિનું ફળ–છે'–એમ ઘણાનું માનવું છે: એવા અભિમાનમાં અને ગર્વમાં આવી જાય છે કે–'આ બધું મેળવ્યું કોણે? મ્હેં! અમે મેળવેલું અને અમે કેમ ન ભોગવીએ?' જ્ઞાની કહે છે–ઉભો રહે. મહેનત અને બુદ્ધિથી મળતું હોત, તો આજે મહેનતુ અને બુદ્ધિશાળીઓ, એદી અને અભણને ઘેર નોકરી કરત? બરાબર બાર કલાક ઉંઘનાર, બેઠા હોય ત્યાંથી ઉઠાવવા ભારે, એવા પણ એદીને ત્યાં મહેનતુ માણસ વેઠ કરીને મરી જાય, છતાં એદીને જેટલું મળે તેટલું મહેનતુને ન મળે: એ માનો છો કે નહિ? કોટયાધિપતિને ત્યાં આજે જન્મેલો બાળક કોટયાધિપતિ બન્યો અને તમને જન્મ્યે કેટલાંય વર્ષ થયાં, છતાં કોટયાધિપતિ કહેવાયા? પુરૂષાર્થ તમે કર્યો કે આજે જન્મેલા બાળકે? માટે હવે 'મળેલું ભોગવવાનું છોડી દઈને, નહિ મળેલું મેળવવાની ચિંતા શું કામ કરીએ?'–એવું નહિ બોલતા. દુનિયાને જે નથી મળ્યું, દુનિયાએ જે નથી જોયું, તે મેળવી આપવું અને તે બતાવવું, એનું નામ ધર્મરહસ્ય છે. એટલા જ માટે એમાં ઘણી મહેનત છે. એ સમજવા ધીર બનવું પડશે. એકલી દલીલથી કામ નહિ ચાલે: ચર્ચા, દલીલ કે યુક્તિ પણ સ્થાને હોય: એકલી દલીલો જ સાંભળ્યા કરે, તો કોઇ

ન્યાયાધીશ કેસ નહિ ચૂકવી શકે. વાદી-પ્રતિવાદી બેના બોલવામાંથી ન્યાય આપનારના હાથમાં સત્ય વસ્તુ ન આવી જાય ત્યાં સુધી બન્નેને બોલવા દેશે, પછી દલીલ નહિ કરવા દે: બોલે ત્યાં સુધી બોલવા દે તો અગડંબગડં યુક્તિઓ લાવીને જોડનારા કદિ થાકવાના છે?

## મરણ યાદ છે?

મળેલી વસ્તુને મારી માનું, એને જાનના જોખમે પણ સાચવું, તે છતાંય બધી વસ્તુ મને-કમને મૂકવાની છે. પછી જેમ કોઈ સ્થાનથી આવ્યો તેમ જવાનું છે. એ ગયા પછી કયાં જઈશ, એની ચિંતા કેટલી વખત થાય છે?

સ૦ સાહેબ! પરલોકની ચિંતા તો બધાને હોય.

એ એમ કહે છે-'બધાને પરલોકની ચિંતા હોય છે.' પણ એ ભ્રમણા છે. આપણને એમ લાગે કે-'પરલોકની ચિંતા જરૂર બધાને હોવી જોઈએ.'-પણ હું કહું છું કે-'સેંકડે પોણીસો ટકામાં એ નથી.' દાખલા તરીકે જોસબંધ ચાલ્યા આવતા એવા પણ આપણને જોઈને, આપણા શરીર માટે કોઈ સ્હેજ એટલું જ કહે- 'આપનું મ્હોં કાંઇ ફીકકું લાગે છે.' જેને આપણે આપણા માનતા હોઇએ તે એટલું જ કહે અને તે સાથે બીજો એક જણ સાક્ષી પૂરી દે કે-'કાલના કરતાં કાંઈ ફેરફાર દેખાય છે.'-તો છે કાંઈ નહિ, છતાં એ આદમી પોતે આરીસો લઈને જૂએ: અને એનેય એમ લાગે કે-'કાંઈક છે ખરૂં!' એની અસર થયા પછી મિષ્ટાન્નના થાળ પર ખાવા બેસાડો, તો એ કહે કે-'હાલ તો નહિ ખાઉં: કોઈને પૂછવું પડશે!' આ ચિંતા થઈ જાય છે. સારામાં સારા વૈદ્ય કે ડૉકટરને શોધીને પૂછે. એ પણ ઉપર ટપકે જોઈને કહે કે-'કાંઈ નથી.' તો નહિ માને. 'બરાબર જૂઓ.' એમ કહે અને પછી પાકી 'ના' કહે તો જ માને. વૈદ્યને કહે કે-'મારા સાથી ને સ્નેહિઓ કહે છે! કાલે જોયો હતો તે કહે છે! મને લાગે છે!!' મારૂં

એમ માનવું છે કે–' શરીરના પ્રેમિને જે રીતિની શરીરની ચિંતા છે, એ રીતિની પરલોકની ચિંતા સેંકડે પોણીસો ટકામાં નથી.' જે દિવસે એ ચિંતા આવશે, એ દિવસે ધર્મ તરફનું પ્રાણિ માત્રનું વલણ નવી ભાતનું રહેશે. પરલોકની ચિંતાવાળાનો આત્મા, દરેક પાપ ક્રિયામાં ડંખતો રહે છે. હજુ આજ્ઞાપાલનની વાત પછી. જેમ શરીરનો પ્રેમી છતાંય રસના ઇંદ્રિયનો લોલુપી આત્મા બહુ ચરી આપનાર વૈદ્ય પાસે પણ ન જાય, તેમ પરલોકની ચિંતા થયા પછી પણ, આજ્ઞા સારી છે એમ સમજાયા છતાં પણ, પૂરી નહિ પળાતાં અધુરી પણ પળાય એ સંભવિત છે: પણ પળાય તો સારૂં, એ તો નિર્ણય હોય છે જ.

## રહસ્યની પ્રાપ્તિ:

જે દિવસે પરલોકની ચિંતા આત્મામાં દાખલ થઈ જાય, તે દિવસે આ લોકના જીવનનો રસ એને ઉડી જાય: કેમકે–નક્કી થઈ ગયું કે–જવાનું. પ્રેમી મેમાનનો મેળાપ, પ્રેમિને ચિંતા કરાવનારો જ હોય છે: આવ્યો ત્યારથી હૈયામાં 'જશે'–'જશે' એમ બેઠું જ છે. જ્યાં સુધી એ રહે ત્યાં સુધી એ એક જ ખટકો રહે છે. તેમ પરલોકની ચિંતાવાળા આત્માને, જ્યારે જ્યારે દુનિયાના પદાર્થોનો સહવાસ થાય, ત્યારે ત્યારે ' એ મારૂં નથી '–' જવાનું છે ' એવો ખટકો રહે છે. બીજાની આગળ કહેવા માટે તો આપણે બહુ ચતુર છીએ: ' શરીર અને આત્મા જૂદાં છે, શરીરની પીડા સાથે આત્માને કાંઈ સંબંધ નથી. '–એવું વર્ણન સારામાં સારૂં કરીએ, પણ વિચારીએ તો જણાઈ આવે કે–શરીર એજ આત્મા છે, એમ માની-ને જ એની બધી કાર્યવાહી ચાલુ છે. શરીરના બીગાડની ચિંતા ત્રીસે દિવસ છે–ચોવીસે કલાક છે અને આત્માની ચિંતા એક પણ દિવસ નથી: થોડી મીનીટ પણ નથી! ધર્મ ધર્મ તરીકે સેવ્યો એમ ત્યારે મનાય કે ધર્મ શિવાયની બીજી બધી વસ્તુ ધર્મ આગળ

તુચ્છ ભાસે! અમૂક વસ્તુ કરીએ છીએ, તે તે તરીકે સમજીને કરવામાં આવે છે કે કેમ? બતાવનાર ઉપર પરિપૂર્ણ પ્રેમ જાગ્યો છે કે કેમ? અને સલાહ મુજબ વર્તવામાં શ્રેયઃ છે, એવી પ્રતીતિ થઈ છે કે કેમ?–એ તપાસો. દુનિયાના વ્યવહારમાં વગર ભણ્યેગણ્યે પણ, અનાદિકાળના સહવાસથી, તે તે વ્યક્તિઓનાં વચન, આજ્ઞા અને સલાહને બધા આધીન થઈ ગયા છે. કોઈ એમ કહેતો હોય કે–' હું કોઈની આજ્ઞા માનતો નથી, મરજી મુજબ ચાલુ છું '–તો એ ખોટો છે, ઈરાદાપૂર્વક ખોટું બોલનારો છે. વ્યવહારમાં તો એ કોઈની ને કોઈની આજ્ઞા માનતો જ રહ્યો છે. જ્ઞાનીઓ કહે છે–હવે નવો અભ્યાસ પાડો. વ્યવહારમાં જેમ આજ્ઞા મુજબ ચાલતો રહ્યો, તેમ ધર્મની બાબતમાં ચાલનો થા. 'અમૂકની સલાહ વિના મારો વ્યવહાર રીતસર ચાલે જ નહિ'–એવું અહીં માનતો થા. ' પરલોકને સુધારવા મહાપુરૂષોની આજ્ઞા વિના મારે ચાલવું એ ઠીક નથી '–આટલો નિરધાર થઈ જાય, તો ધર્મના રહસ્યની પ્રાપ્તિ થઈ ગઈ એમ કહેવાય. ધર્મ આપતાં પહેલાં, દુનિયાના માણસો જે જે પદાર્થોની આસક્તિમાં પડ્યા છે, તેની અસારતા પહેલી બતાવવી પડશે : એ અસારતા સમજાયા વિના જિજ્ઞાસુવૃત્તિ પેદા થશે નહિ : એ પેદા થયા વિના ધર્મના જ્ઞાતા પાસે જવાશે :નહિ : એ વિના ધર્મ સંભળાશે નહિ : અને ધર્મ સંભળાયા વિના–સમજવા વિના યોગ્ય સમજાશે નહિ, પામવા યોગ્ય પમાશે નહિ ને આરાધવા યોગ્ય આરાધાશે પણ નહિ.

## કુગુરૂ કોને ફસાવે ?

' મરવાનું છે '–એ કોને યાદ ન હોય ?સર્વને હોય એમ નથી. એ યાદ હોય એને ખાવાનું ભાવે કેમ ? ફાંસીની શિક્ષા થયા પછી જે મરવાનું ભાન થાય છે, તે પહેલાં આવે છે ? પહેલાં આવ્યું હોત તો એનાથી ખૂન થાત ? મરવાનું છે એમ બધા બોલશે, પણ એવી રીતે યાદ રહી જાય તો જેમ તેમ વર્તાય ? જ્યાં–ત્યાં ફરવામાં કે મોજ

અનુભવવામાં જરાયે અરેરાટી આવે છે? મોટરમાં બેઠા હો, ફુલ સ્પીડથી ચાલી જતી હોય, એ ઘડી મરવાનું છે એમ ભાન આવે છે? મરવાનું ખ્યાલમાં તે દિ આવે છે કે–જ્યારે સખ્ત તાવ આવે, પથારીમાં સુવાનું આવે: ત્યારે પણ વિચાર આવે કે–'આટલા તાવમાં હું મરી જાઉં? કયી એવી ભારે બીમારી આવી ગઈ છે?' માંદા માંદા પણ તારટપાલ વાંચે. જ્યારે ખૂબ દમ ખીંચાઈ જાય, ડૉકટરો હાથ ખંખેરી દે, ત્યારે કાંઈક મરણ યાદ આવે. મરતાને જોઈને–'આ મરી ગયો'–એમ બધા કહે છે, પણ–'હું મરી જવાનો છું'–એમ કેટલા બોલ્યા? મરી ગયાની પાછળ દુઃખી થાય છે તે કાર્ય કરનારો ગયો એથી, પણ હું મરી જવાનો છું એ યાદ આવે છે એથી નહિ! આપણે એ સ્થિતિ લાવવી છે કે–'મરણ માથા પર છે, કયી મીનીટે આવે એ ન કલ્પી શકાય. એ આવ્યા પહેલાં આત્મા પરલોકમાં સાચો સુખી કે ઉન્નતગામી બને, એનો વારંવાર વિચાર આવે!' એ બનાવવા ખાતર ધર્મના જ્ઞાતાની આજ્ઞાને આધીન થવું જોઈએ. પરલોક છે, એમ શાસ્ત્રમાં વાંચવા છતાં, સાંભળવા છતાં, ગોખી રાખવા છતાં, ભૂલાઈ જાય છે–યાદ નથી આવતું: ભણેલા–ગણેલા અને હૃદયથી સાચું કબુલ કરનારા એવાને પણ, ચોવીસ કલાક એ વસ્તુ ખ્યાલમાં નથી રહેતી. એ રહેતી હોય તો હમણાં સ્વચ્છંદી પ્રવૃત્તિઓ બધી બંધ થઈ જાય: આ લોકની તુચ્છ વસ્તુ મેળવવાની ઈચ્છા મંદ થઈ જાય: જ્ઞાનિની પૂંઠ દોડવા માટે પ્રયત્ન કરે. પછી તો જ્ઞાની કહેવાતાઓ પણ જો એની પાસે આ લોકની વાત કરે, તો ચોંકી જાય: કહી દે કે–'એ પદાર્થોની મમતામાંથી છૂટવા હું અહીં આવ્યો છું: વધારવા નહિ!' અને એવાને કુગુરુ ફસાવે કે કુધર્મ મુંઝવે, એ બનવું અશક્ય છે.

## બધા કરે તે ખરું?

શાસ્ત્રે ધર્મનું લક્ષણ બાંધ્યું કે–'દુર્ગતિમાં પડતા પ્રાણિને

બચાવે તે ધર્મ.' પણ જેને દુર્ગતિનો ભય લાગ્યો હોય તેને ને ? હવે રોજ યાદ શું કરશો ? આ લોક કે પરલોક ?

**સ૦** સંસારમાં મોહ ઉત્પન્ન થાય એવી વસ્તુઓ બનાવી કેમ ?

આ એવો પ્રશ્ન છે કે-'ઝેર જ્યારે મારનાર છે ત્યારે બનાવ્યું શું કામ ?' જાણે કોઈ કારીગર બધું ઘડવા ન બેઠો હોય ! જગતમાં કાંટા ઉત્પન્ન કેમ કર્યા ? એ કાંટાથી બચવા બૂટ કેમ પહેરો છો ? ત્યારે દુનિયામાં જે પદાર્થો બન્યા હોય, તે બધા ભોગવવા જ જોઈએ, એમ તો નહિ ને ? તમને એકલા કાંટા જ ભયંકર લાગ્યા: જ્ઞાનીને બધું જ ભયંકર લાગ્યું. કાંટા વાગે છે એટલે મૂર્ખ માણસોને ખબર પડે છે: પણ જે પહેલાં વાગે નહિ પણ પછી પ્રાણ લે, એનું જ્ઞાન જ્ઞાનીઓને છે. આ કાંટા તો સારા કે-દેખતાં જ ભડકાવે. બહાર રહેલા સારા કે રેતીમાં ઘુસીને ઉભા હોય તે સારા ? ભોગસુખ, એ છૂપાયેલા કાંટા છે: અને એ એવા ભોંકાઈ જાય છે કે-આત્મા સાથે ચોંટી જાય, જેથી નીકળે એટલે કે-છૂટી જાય અથવા તો છોડવા પડે તોયે સડો મૂકતા જાય.

**સ૦** દુનિયાના ભોગો ખોટા છે તો બધાને કેમ ગમે છે ? બધા કરે તે ખોટું કેમ હોય ?

એટલે કે-બધા જે ચીજને કરે એ ખોટું ન હોય એમ ને ? જૂઠું કેટલા બોલે છે ? જૂઠું બોલનારા ઘણા કે સાચું બોલનારા ? ચોરી કરનારા કેટલા અને શાહુકારી સાચવનારા કેટલા ? ઘર ફાડીને ચોરી થાય છે, તેમ ગાદી પર બેસીને પણ ચોરી થાય છે ને ? ઘણા જે કરે એ સારૂં હોય એવું અનુમાન બંધાય, એ હવે સાચું લાગે છે ? સારી વસ્તુનાં માપ, ઘણા કરે એના ઉપરથી ન થાય. હીરો છે એમ લોક કહે તો મનાય કે ઝવેરી કહે તો ? ઝવેરી. સર્વથી ઘણા કોણ ? લોક કે ઝવેરી ?

**સ૦** 'પંચ કહે તે પરમેશ્વર'-એ કહેવત છે ને ?

જૈનશાસને સત્યની પરીક્ષામાં પંચ-બંચને માન્યું નથી. પંચ

પણ શાના ઉપર ચાલનારૂં ? કલ્પના કે પૂરાવા ઉપર જ ને ? ખોટો હોય તો કોણ જોખમદાર ? માટે તો કહીએ છીએ કે–જે સત્ય હોય તે જોઈએ. અને પંચ પણ કોનું નીમાય છે ? તે તે વસ્તુઓના જ્ઞાતાઓનું કે મૂર્ખાઓનું ? ધર્મની પરીક્ષા માટે દુનિયાના પદાર્થોના સ્વરૂપને જાણનારાનું પંચ નીમાય ? 'એ પંચ કહે એ પરમેશ્વર'–એમ માનવું છે ? દુનિયા સારી છે કે ખોટી, એને પૂરવાર કરવા ત્યાગિઓનું પંચ નીમાય કે રાગિઓનું ? આ પ્રશ્નો કેમ ઉઠે છે ? કારણ કે–આવા પ્રશ્નો જગતમાં આજે ચાલી રહ્યા છે. 'મરવું છે'–એમ જાણવા ને માનવા છતાં જગત બેદરકાર ને નચિંત બન્યું છે. કોઈ બહુ ભય બતાવી દે તો કહેશે કે–' મરવું એમાંનવું શું છે ? જેમ બધા મર્યા તેમ મરીશું ! મરી જવાનું છે માટે કાંઈ મૂકી દઈએ ?' એટલા માટે જ કહીએ છીએ કે–' પરલોક હજુ હૃદયમાં જે પ્રમાણમાં જચવો જોઈએ, તે પ્રમાણમાં જચ્યો નથી. ' એવાઓને દુર્ગતિનો ભય બતાવવો નકામો છે : અને એ ભય ન લાગે ત્યાં સુધી–' ધર્મ એ આત્મકલ્યાણ માટે જરૂરી છે '–એમ લાગતું પણ નથી.

**બુદ્ધિનો ઉપયોગ :**

દુનિયામાં માણસો દુનિયાના વ્યવહારને ટકાવી રાખવા જેવો માને છે : તે ખાતર તેના તેના અનુભવિની સલાહ મુજબ ચાલે છે. પણ ધર્મની બાબતમાં કહેવાય નહિ કે–'આ સાચું છે : ' વળી ' અમે કહીએ તે ખોટું કેમ હોય ? '–એ જાતિની પ્રશ્નપરંપરા ઉઠે છે. વ્યવહારમાં એમ કોઈ કરતું નથી : કરે તો ચાલતું નથી ! ધારાશાસ્ત્રી બજારમાં કાયદાની દલીલો કરવા જાય તો કોઈ સાંભળે ? અને અહીં આવે ત્યાં આ તકરાર ઉભી થાય છે. ' અમને નથી રૂચતું '–' અમારી બુદ્ધિમાં નથી ઉતરી શકતું '–એટલે ધર્મ પ્રત્યે જે જાતિની વૃત્તિ જાગવી જોઇએ તે જાગતી નથી. વ્યવહારમાં બુદ્ધિશાળી પણ તે તે જાતિના અનુભવો પાસે જઈને એની સલાહ મુજબ વર્તે અને ધર્મની

બાબતમાં-'ન ચાલે'-એમ કહે, એનું કારણ આપો! એજ કારણ કે-ધર્મ એ આત્માના સુખને લાવી આપનાર છે, એમ હૃદયમાં ઉતર્યું નથી. જ્ઞાનીઓ કહે છે કે-'દુનિયામાં પણ અનુપમ સુખને લાવવું હોય, તો ધર્મ વિના શરણ નથી.' શ્રી હરિભદ્રસૂરિજી મહારાજા કહે છે કે-'વચનની આરાધના કરવાની તાકાત આવે, ત્યારે ધર્મની આરાધના થાય.' ધર્મ મતિકલ્પનાએ ન થાય. તુચ્છ વસ્તુને સુધારવા આજ્ઞાની જરૂર, હુકમ કરે તે પાળવાની જરૂર અને આ વસ્તુ માટે કાંઈ જ નહિ? એક વાર તો-'અમારા બધા વિચારો'-આ ભાવ દૂર કરીને એમ કબૂલ કરો કે-'આની આજ્ઞા એજ ધર્મ છે: એ સામે અવાય જ નહિ!' અને બુદ્ધિનો ઉપયોગ પણ એ આજ્ઞાને સમજવા માટે-આચરવા માટે કરો, પણ ડહોળવા માટે નહિ!!

## ધર્મની શોધ:

ધર્મની બાબતમાં પણ જ્ઞાનિની સલાહ વિના ચાલી શકે તેમ નથી જ. આવી જાતિની આજ્ઞાના શરણે આવ્યા વિના કરાતો ધર્મ, એ પણ અધર્મ છે. માર્ગદર્શકની સલાહ મુજબ, એ જે દિશા બતાવે તે દિશાએ ચાલ્યા વિના, બધું જ ચાલવું પ્રાયઃ નકામું છે. એટલું જ નહિ પણ નુકશાનકર્ત્તા છે. 'હું ચાલું છું, ચાલવાથી ઘેર પહોંચાય છે, બધા ચાલીને જ પહોંચ્યા એમ પૂરવાર થાય છે, હું પણ ચાલીને ઘેર પહોંચીશ, કોઈની સલાહની શી જરૂર?'-એવી બૂમો કામ ન આવે. માર્ગનો ભોમિયો-માર્ગદર્શક જોઈએ જ. તેમ અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબ જે ક્રિયા થાય, તેનું જ નામ ધર્મ. ધર્મનું રહસ્ય શું? એજ કે-આજ્ઞાને આધીન થવું! કોની?, તે પછી વિચારીશું, પણ એક વાર તો દુનિયાના વ્યવહારમાં જેમ તે તે વસ્તુના જ્ઞાતાઓની આજ્ઞા અને સલાહની જરૂર છે, તેમ ધર્મની બાબતમાં પણ કોઈ યોગ્ય જ્ઞાની અને માર્ગદર્શકની જરૂર છે, એ નક્કી થવું જોઈએ. પોતાની ઇચ્છા મુજબ ચાલવાથી ધર્મની આરાધના કરી

શકીએ એમ નથી, એમ તમારા અંતરમાં બરાબર ઠસી જવું જોઈએ. એ ક્યારે ઠસે? પરલોક છે, પરલોકમાં સદ્‌ગતિ અને દુર્ગતિ બન્ને છે અને લોકમાં ઇચ્છા મુજબ ચાલવાથી આત્માની દુર્ગતિ થવાનો પૂરેપૂરો સંભવ છે, એ ચિંતા આવી જશે ત્યારે! અને પછી તો ધર્મની શોધ કરવા તમે જાતે નીકળશો.

**અર્થિપણાનો નાશ :**

આજે તો–'ધર્મ દેવો હોય તેણે અમારી અનુકૂળતા પ્રમાણે ચાલવું, અમને રૂચે તે પ્રમાણે સંભળાવવું'–એમ કહેવાય છે. 'તે પણ ફાવે તો ઠીક, નહિ તો હુરરે પણ કરીએ!' આનું નામ ધર્મના અર્થી કહેવાય નહિ. ઉપકારિઓની ફરજ ધર્મ દેવાની ભલે રહી, પણ તમારી શી ફરજ? કેટલાએ ધર્મગુરૂ પાસે જઈ કહ્યું–'સાહેબ! પરલોક ન બગડી જાય એવું કાંઈ બતાવો!' એવા અહીં કેટલા છે? બે હાથ જોડી, કરગરી, આંસુ લાવી-'આ લોકમાં મુંઝાયેલા અમારૂં શું થશે? પરલોકનું કેમ સુધરે એ બતાવો!'–એવી જાતિની માંગણી કેટલાયે કરી? 'ભૂખે મરીએ છીએ, કાંઇ બતાવો'–એવી માંગણી કરનારા તો છે, પણ પરલોક સુધારવાના ઉપાયની માગણી કેટલાએ કરી? આ ચિંતા લગભગ નાબૂદ થઈ ગઈ છે: વર્તમાન કાળની બધી પ્રવૃત્તિઓ આ ભાવનાને દાબનારી ચાલી રહી છે. દુનિયાનું લક્ષ્ય પરલોકમાંથી ખસી આ લોકમાં ચોંટી જાય, એવી પ્રવૃત્તિઓ ધમધોકાર ચાલુ છે. એ સ્થિતિમાં ધર્મ દુર્લભ બને, ધર્મિઓની સંખ્યા ઘટે અને ધર્મનો વિરોધ વધતો જાય, તો આશ્ચર્ય પામવા જેવું નથી. જ્યાં આ લોકની વાતમાં જ આનંદ હોય, ત્યાં પરલોકની વાત સાંભળતાં આંખ પણ ઉંચી થઈ જાય. આવે પ્રસંગે 'આખો દિવસ ધર્મની લવરી શી?'–એમ પણ બોલનારા હોય, એમાં કાંઈ નવાઈ નથી.

**ધર્મિને ધાડ?**

સ૦ ધર્મિને ઘેર ધાડ એનું કારણ શું?

તમે ખાશો એથી અજીર્ણ નહિ થાય, એવું કોણે દીઠું છે? ખાનારાઓમાંનાને રોજ અજીર્ણ થાય છે! પૈસા કમાવાથી ગાંડા બની ગયાના અનેક દાખલા છે! દુનિયામાં રંગરાગ મળ્યા પછી આદમી મટી હેવાન થાય છે, એવા દાખલા એક નહિ પણ ગણતાં થકાય એટલા મળે એમ છે! હવે ધર્મ કરવાથી દુઃખી થયાના દાખલા તમે આપો! જે ધર્મિને ઘેર ધાડ હોય એને પૂછો કે–તે કહેવા તૈયાર છે કે દુઃખ દેખાય છે તે ધર્મ કરવાથી? માથે સંકટ આવે છે એ કબૂલ, પણ એ ધર્મથી આવે છે કે કેમ?, એ નક્કી કરવાનું છે. નીતિ પાળનારને ખોટ પણ આવે, પણ એનું કારણ નીતિ છે? સાચું બોલવાથી રાજા હરિશ્ચંદ્ર દુઃખી થયા. પણ સત્યના પ્રતાપે એ દુઃખી થયા એમ કોઈએ કહ્યું? સત્યના પ્રતાપે તો એ નામાંકિત થઈ ગયા, ધર્માત્મા તરીકે પ્રસિદ્ધ થઈ ગયા, આપત્તિ વખતે ટકે, એનું જ નામ ધર્મી. આફત વખતે ગભરાઈને ભાગી ન જતાં સહન કરી લે, ટકી રહે, તો એના એ કહેશે કે–"એ ધર્મી હતો. 'એવા ધર્મીઓ જગતમાં ન હોત તો દુનિયા કેમ ચાલત?'–એમ કહી હાથ જોડે." પણ દુનિયાના તુચ્છ પદાર્થોમાં રચી પડેલાને હાથ જોડવાનો સમય સાચા ધર્મિને આવ્યો, એવો કોઇ દાખલો છે? માટે દરેક સાંભળવા આવનારને એક જ ભલામણ કરૂં છું કે–"કુટુંબનાં માણસોને એક જ વસ્તુ સમજાવજો કે–દુનિયામાં જીવવા માટે માત્ર એકની નહિ, પણ અનેકની આજ્ઞા માનવી પડી, તો પછી જેમાં સેંકડો ભવોનું દુઃખ દફનાવવાની તાકાત છે, તે ધર્મને પ્રાપ્ત કરવાને માટે અનંત જ્ઞાનિની આજ્ઞા માનવામાં મક્કમ રહેજો અને એની ખાતર બીજા જે કોઈની પણ આજ્ઞાને ઉલ્લંઘવી પડે તેને ઉલ્લંઘજો!' દીકરાને કહેવું કે–'જો તેં અમારી આજ્ઞા માની તો આટલી ઉંમરે પહોંચ્યો, શિક્ષકની આજ્ઞા માની તો વાંચતો–લખતો ને બોલતો બન્યો, કુળની મર્યાદા અને તુચ્છ ઈજ્જત આબરૂ ખાતર અનેક પરતંત્રતાઓ વેઠી, અને વૈદ્યે કહ્યું તેમ પથ્ય પાળ્યું તો

નિરોગી રહી શકયો, એ રીતે હું ભલામણ કરું છું કે-" શું ભલામણ કરશો એ તમે બોલો ! એમાં જ ધર્મનું રહસ્ય છે. અત્યાર સુધી પોતાનાં બાળબચ્ચાંઓને એ રીતિનું શિક્ષણ આપનાર કેટલા મળ્યા ? કુટુંબને સત્ય વસ્તુ સમજાવવી જોઇએ કે નહિ ? " કોણ ક્યાંથી આવ્યા એનો પત્તો નથી, ક્યાં સુધી ભેગા રહી શકીશું એ નિર્ણિત નથી, તમે પહેલા જવાના કે અમે પહેલા એની માલૂમ નથી, સાધવાની આટલી સામગ્રીઓ પામીને પણ એમ ને એમ ચાલ્યા જઇએ તો બેવકૂફ ઠરીએ, માટે અહીંથી ગયા પછી સારામાં સારા સ્થાને પહોંચી શકીએ, આત્માને વધુ યોગ્ય બનાવી શકીએ, આત્મામાં દિવ્ય દશા પેદા કરી શકીએ, એવી સ્થિતિમાં આવવા માટે અમારા કરતાં વધુ જ્ઞાની હોય એની આજ્ઞા માનવાની તમને છૂટ છે." રોજ મીટીંગો મળે તો ધર્મ આઘો જાય ? પરન્તુ આજે તો 'આ ન મળ્યું.'–'આ કેમ મેળવીએ ?'–એની રોજ કમીટીઓ ભરાય છે : એના વિચાર થાય ! આના થાય છે ? ના, અને નથી થતા એથી જ આજની આ અવનત દશા છે.

## કોનું વચન માન્ય ?

જેના વચનની આધીનતા કેળવવાની, તે કેવા પ્રકારનું જીવન જીવતા હોય ને કયી કોટિના હોય, તે પણ વિચારવું પડશે. રાગી કે દ્વેષી હોય તે ચાલશે ? નહિ જ. નહિ રાગી, નહિ દ્વેષી કે નહિ મોહી, પણ જે પરમ શુદ્ધ બની ચૂકેલા વીતરાગ, કોઈ પણ પદાર્થ પ્રત્યે મમતા ન રહી હોય એવા ! આજ્ઞા માનવાની તે આવા નિર્મળ, સ્વચ્છ, ડાઘ વિનાના આરીસા જેવાની ! એને આપણે દેવ કહીએ છીએ. જેને જોવાથી આપણને આપણા દોષ દેખાય ! જેની સામે દેખવાથી આપણા દોષોનું ભાન થાય !! ભગવાનની મૂર્તિમાંથી પણ આજ્ઞા નીકળે છે. રોજ સવારના પહોરમાં ઈશ્વર પાસે એજ કામ માટે જવાનું છે. સ્વચ્છ અને નિર્મળ આરીસા સમા ભગવાન

સન્મુખ ઉભા રહી, પોતાના ડાઘ જોવા માટે અને જોતાંની સાથે એ ડાઘ કાઢવા માટે એમણે કીધું તે કરવાનું ! પણ જો કદિ આરીસામાં ડાઘ હશે તો પંચાત થઈ જશે, માટે પહેલાં તે સ્વચ્છ છે કે કેમ એ સંભાળજો. માટે જ ઉપકારી મહાપુરૂષો કહે છે કે–' તેની જ આજ્ઞા માનજો કે જેનામાં દોષનો છાંટો ન હોય અને જે ગુણથી પરિપૂર્ણ હોય.' એવા અરિહંત વીતરાગદેવો છે. એમણે જગતના કલ્યાણની ખાતર જે આજ્ઞા કરી હોય, તેનું યથાર્થ પાલન કરજો : પાલન ન થાય એટલી ત્રૂટિ માનજો : એ ત્રૂટિ પૂરવા પ્રયત્નશીલ રહેજો. એમની આજ્ઞા કયી ? પાપની કરણી, વિષયકષાયને પોષનારી કરણી, દુનિયાના તુચ્છ પદાર્થોને આધીન બનાવી ઉન્મત્ત બનાવનાર કરણી, પોતાની નહિ તેવી વસ્તુ મેળવવા માટે પાગલ બનાવનારી કરણી,–એનો ત્યાગ કરવો એ જ એક એ મહાપુરૂષોની આજ્ઞા છે : એ આજ્ઞાથી ઘડાયધું વચન. એનું જ નામ ધર્મ છે. એનાથી વિરૂદ્ધ વર્તાય એટલો અધર્મ માનજો.

## દેવ ને ગુરૂની પિછાન:

હવે મંદિરમાં દેવમૂર્તિ પાસે જાઈ શું જોશો ? એ તો નિર્મળ છે: એમાં દોષ એક પણ નથી. જે એની પાસે નથી તે આપણી પાસે છે, માટે એ બધા દોષ છે એ નક્કી કરજો. એની પાસે શું શું નથી ? ઘરબાર, કુટુંબપરિવાર, લાડી, વાડી, ગાડી કાંઈ નથી. જે ઘડી એ બધું દોષ રૂપ ભાસ્યું, એ ઘડી એમની આજ્ઞાનું રહસ્ય સમજાયા વિના રહેશે નહિ. હવે એ બધી વસ્તુઓ દોષમય છે, એ સમજવા માટે સાધુ પાસે આવવાનું રહ્યું, કેમકે–સાધુ એ એમના પ્રતિનિધિઓ છે. એ સાધુઓ આરીસાએ જે દોષ બતાવ્યા, તેને ગુણ બતાવનારા ન હોય. તમે જેમાં સુખ કલ્પો છો, એ બધું દોષ રૂપ છે–દુ:ખ રૂપ છે, એજ એમને બતાવવાનું રહ્યું. અરિહંતનો આત્મા આરીસાભૂત છે. આરીસા જેવા એમની આજ્ઞાનું પાલન, એમાં જ ધર્મનું રહસ્ય

છે. એ પરમ તારક પરમાત્માઓની આજ્ઞાનુસારે કહેનારા એજ ગુરૂઓ છે. એ દેવ અને એ ગુરૂને ઓળખવા જેટલો પ્રયત્ન થાય એટલો જરૂરી છે. અને એમને ઓળખી એમની આજ્ઞા ખાતર સર્વસ્વ સમર્પિ દેવાની વૃત્તિ જાગે, ત્યારે ધર્મના સાચા રહસ્યની પ્રાપ્તિ થશે.

## વચનામૃતો

સ્વ અને પરનો ઉપકાર જેનાથી ન થતો હોય, તેવું નહિ લખવાનો કે નહિ બોલવાનો ઉત્તમ પુરૂષોને નિયમ હોય છે.

*

શ્રી જિનેશ્વરદેવના ધર્મશાસનની વિશિષ્ટતા ન પરખાય, ત્યાં સુધી એ શાસન શું કહે છે?, દીક્ષા એ શું ચીજ છે? અને શાથી એને ગમે તે કાળે પણ પવિત્ર માની શકાય?,-એ વિગેરે પણ ન સમજાય.

*

શ્રી જૈનશાસન, ધર્મ શિવાય જગતમાં બીજી કોઇ પણ વસ્તુ ઉપાદેય છે-એમ માનતું નથી.

*

તમારી શિથિલતા ખાતર સિદ્ધાંતોને શિથિલ કરવાની કૂટ નીતિ અહીં નહિ ચાલે.

*

શ્રી જૈનશાસનમે માનનારાઓ ધર્મ, અર્થ અને કામ-એ ત્રણે ઉપાદેય છે, એમ હરગીજ નહિ માને.

*

દીક્ષાને જે ન માને, તે વાસ્તવિક રીતિએ જૈન જ નહિ : કારણ કે-શ્રી જૈનશાસનના પાંચેય પરમેષ્ઠિઓ પૈકીના એક પણ સમ્યક્ચારિત્રથી વંચિત નથી. દીક્ષા ન રહે તો પાંચ પણ ન રહે.

*

# સાત્ત્વિક વિચારણા

પ્રવચનકાર : પૂ. આ. શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મ.
સભાસ્થલ : શ્રી પ્રેમાભાઇ હૉલ-અમદાવાદ
( વિ. સં. ૧૯૮૭, વૈશાખ શુદ )

## ભિન્ન ભિન્ન વૃત્તિઓ :

વિશ્વમાં અનેકાનેક પ્રકારના મનુષ્યો વસે છે. એ મનુષ્યોના ઘણી જાતિના પ્રકારો પાડી શકીએ, કારણ કે-દરેકે દરેક મનુષ્યની વૃત્તિમાં કાંઇક ને કાંઇક ભેદ હોય છે. પણ ભિન્ન ભિન્ન વૃત્તિ-વાળા મનુષ્યોમાં પણ સામાન્ય તથા અમૂક વર્ગો પડી શકે છે. જ્ઞાની પુરૂષોએ જગતના જીવોને ભિન્ન ભિન્ન વૃત્તિવાળા જોવા છતાં પણ, તેના મૂખ્ય વિભાગો પાડી તે તે આત્માઓની દશાનો જગતને ખ્યાલ આપ્યો છે. જગતમાં ત્રણ પ્રકૃતિ મૂખ્ય ભાગ ભજવે છે : તામસી, રાજસી અને સાત્ત્વિકી. તેવી તેવી વૃત્તિવાળાને તે તે નામે ઓળખાવવામાં આવે છે. તામસી-વૃત્તિવાળા કયા કહેવાય, રાજસી-વૃત્તિવાળા કયા કહેવાય અને સાત્ત્વિકી-વૃત્તિવાળા કયા કહેવાય,-એનો વિચાર આજે આપણે જ્ઞાનિઓના કથનના આલંબન દ્વારા કરવો છે. 'સાત્ત્વિકી વૃત્તિવાળા આત્માઓની વિચારણા કયી હોઈ શકે'-એ આપણો મૂખ્ય વિષય છે. વિચારણાને આધીન વર્તન છે અને વર્તનને આધીન કાર્યની સિદ્ધિ છે. 'દરેક પ્રાણી ઈચ્છિત સુખ મેળવવા

ઇચ્છે છે'–એ નિઃશંક વાત છે. તેની સાધના માટેની પ્રવૃત્તિ આરંભવા માટે, પ્રથમ યોગ્ય વિચારણા કરવી પડશે : કારણ કે–વિચાર વિના પ્રવૃત્તિ થતી નથી અને થતી હોય તો તેની કદી કિંમત પણ નથી. કાર્યની સિદ્ધિમાં, વિચારણા એ મૂખ્ય વસ્તુ છે. મનુષ્યે પોતાની ઇષ્ટ સિદ્ધિ માટે કયી જાતિની વૃત્તિવાળા બનવું જોઈએ અને કયી વિચારણાઓ કરવી જોઇએ, તે હવે આપણે જોઇએ.

## મનુષ્યોને ઉદ્દેશીને શા માટે?

જ્ઞાનીઓએ કેવળ મનુષ્યોને ઉદ્દેશીને વાત કરી છે : કારણ કે–ધારેલી ધાર્મિક ધારણાઓ પાર પાડવા માટે મનુષ્ય શિવાય બીજો કોઈ શક્તિમાન નથી. પાપના યોગે નારકી અને તિર્યંચ જેવી અધોગતિમાં ગયેલા, દુઃખના યોગે અને વિવેકના અભાવે ધારેલી ધારણાઓ સફળ કરી શકતા નથી અને દેવગતિના આત્માઓ વિષયસુખમાં પડેલા હોઈ, ધારેલી ધારણા પાર પાડી શકતા નથી. એક મનુષ્યગતિ જ એવી છે કે–જો એમાં સુયોગ મળી જાય, એનો રીતસર લાભ લેવાય, યોગ્યની કહેલી વાત ધ્યાનમાં ઉતારાય, ખૂબ ખૂબ વિચારાય અને વિચારીને શક્તિના પ્રમાણમાં અમલમાં મૂકાય, તો ધારેલી ધારણાઓ સફળ થઈ શકે છે. માટે જ્ઞાનીઓએ મનુષ્યોને ઉદ્દેશીને કહ્યું છે.

## સાંભળવાની યોગ્યતા:

કેવળ સાંભળવા માત્રથી કાર્યસિદ્ધિ નથી. જે માણસ સાંભળ્યા છતાં પણ સાંભળેલાને પોતાની જાત સાથે જરા પણ ન ઘટાવે, એમાંથી ગુણને લે નહિ અને ગુણ લેવા માટે પોતાના દોષ મૂકે નહિ, એ સાંભળનારો પોતાના સમયને નિરર્થક ગુમાવનારો કહેવાય અને સમયનો ખોટો ઉપયોગ કરનાર ટીકાપાત્ર આદમી બને છે. જેવી જાતિના આપણે હોઈએ તે કબુલ કરવામાં સંકોચ કરવો, એ ગુન્હો

કરવો અને ઈરાદાપૂર્વક છૂપાવવો, એના જેવું છે. ગુન્હો કરી એને છૂપાવવા શીખેલા આત્માઓને સુધારવા મુશ્કેલ છે. અણસમજ, અજ્ઞાન કે આવેશને લઈને ગુન્હો બની જવો એ સહજ છે: એવાને સુધારવા ધારીએ તો સુધરી જાય છે: પરંતુ ગુન્હો કરી, પછીથી છૂપાવી, પોતાને નિર્દોષમાં ખપાવવાની વૃત્તિવાળાઓને સુધારવા મુશ્કેલ છે. પૂર્વે સમર્થ મહાપુરૂષો કહેતા, ત્યારે એમનું કથન એકેએક વ્યક્તિને લાગુ પડતું: સાંભળનાર દરેકને પોતાની ભૂલોનું ભાન થતું: એ સાંભળતાં આનંદ થતો: એટલું જ નહિ પણ જીવનમાં થતી ભૂલો આવી રીતે બતાવનારા મળે તો સુધારો ઝટ થઈ જાય એમ માનતા: અને તેથી જ તેમને સાંભળેલું ફળદાયી નિવડતું.

## તામસી વૃત્તિ :

હવે તામસી, રાજસી અને સાત્ત્વિકી વૃત્તિવાળા કોને કહેવા,– એ ત્રણેના સ્વરૂપને જ્ઞાનિઓએ બહુ જ ટુંકામાં, સ્હેલાઈથી સમજી શકાય તે રીતિએ સમજાવ્યું છે. જે આત્મા અજ્ઞાનને આધીન થઈ ને– શોકાદિકને વશ થઈને અનેક દુર્ગુણોને આધીન થયેલો છે, એથી બચવા માટે નાશવંત પદાર્થોથી ઉદ્ધાર છે એમ જે માની બેઠો છે, જે જે વસ્તુની ઈચ્છા કરૂં છું તે લાભદાયી છે યા નહિ એનો વિચાર કર્યા વિના એક અર્થની જ આશામાં જે મગ્ન બન્યો છે, એ મળે તો જ જે કાર્યસિદ્ધિ માની રહ્યો છે, જ્યારે ને ત્યારે જેને એક જ વાત સાંભળવાની ઈચ્છા થાય કે–પૈસો ક્યાંથી મળે,–પછી જીવનની ચાહે તે દશા થાઓ–સુધરો યા બગડો....મને તો એક વાત, પૈસો ક્યાંથી, શી રીતે, શું કરવાથી મળે, એવું સાંભળવાની વૃત્તિ–ઈચ્છા કાયમ ચાલુ છે, જ્યાં એવું સાંભળવા મળે ત્યાં જે દોડી જાય, જ્યારે એવું એવું જ સાંભળવાનું મળે ત્યારે જેને આનંદ થાય–આવી વૃત્તિવાળા મનુષ્યને તામસી વૃત્તિવાળો કહેલો છે. એને એકલી અર્થની કથા જ પ્રિય હોય છે. ગમે તેટલું તત્ત્વજ્ઞાન સંભળાવો, તો એ કહી

કે કે-'એમાં શું ભર્યું છે?' અહિંસા, તપ અને સંયમના સિદ્ધાંતોનું વર્ણન કર્યે જાઓ, તો કહે કે-'બધું ખરૂં, પણ એનાથી અર્થની પ્રાપ્તિ છે કે કેમ?' એ મળી શકતું હોય તો બધું સાંભળવા તૈયાર! એનો અભાવ હોય તો ગમે તેવી સારી વાત પણ સાંભળવા તૈયાર નહિ!! આ રીતે ટેવાયેલા આત્માઓને તામસી વૃત્તિવાળા તરીકે જ્ઞાનિઓએ ઓળખાવ્યા છે. અર્થની વાત સાંભળવાની ઇચ્છાથી ટેવાયેલા-રંગાયેલા આત્મા આ દુનિયામાં કેટલા છે? જેને એક જ અર્થની વાત ગમે, બીજી બધી ગૌણ લાગે, એવી વૃત્તિવાળાની સંખ્યા આ દુનિયામાં કેટલી? કહોને કે-પ્રમાણ શું કરવું છે? છે જ. લગભગ બધા જ કહીએ તો પણ કહી શકાય. જગતનો મોટો ભાગ એટલે લગભગ બધા જ અર્થને સાંભળવાની જેટલી આતુરતા ધરાવે છે, તેટલી આતુરતા બીજી વાત સાંભળવા ભાગ્યે જ ધરાવે છે.

## ધર્મ અકારો શાથી?

ધર્મ વસ્તુ અકારી શાથી થઈ પડી છે? આથી જ કે-તામસી વૃત્તિવાળા વિચારોથી ભરેલા હૃદયમાં બીજી વાત ઉતરતી નથી. જેને લક્ષ્મી શિવાય બીજામાં સાર દેખાતો જ ન હોય, મળેલી બુદ્ધિ-મળેલા સાથી અને મળેલી સામગ્રીનો જે અર્થ માટે જ ઉપયોગ કરવા ઈચ્છે, એનામાં સદ્દ્વિચાર આવે કયાંથી? આજના ભણેલા બુદ્ધિશાળી નથી? છે. વિદ્યા વધે, બુદ્ધિ વધે, ઉત્તમ કોટિની સામગ્રી વધે, ત્યારે અર્થનો ધોંધાટ વધે યા શમે? લક્ષ્મી માટેની દોડધામ વધે યા ઠંડી પડે? શાંત પડે. પણ અહીં તો તેથી ઉલટું દેખાય છે. આજે ધર્મ કરવાની ફુરસદ કેટલાને? ભાગ્યેજ કોઈને, કેમકે-બધી જ સામગ્રીનો ઉપયોગ એક બાજુ વાળી દીધો છે. અર્થ પેદા કરવા, મેળવવા અને રક્ષણ કરવામાં વાળેલી બુદ્ધિ, શક્તિ અને વિદ્યાનો બીજામાં ઉપયોગ થઈ શકતો નથી. ભણનાર,

ભણાવનાર, ભણવાની સલાહ આપનાર બધાનું ધ્યેય પૂછો! એક જ, પૈસા કમાવાનું. એ ધ્યેયથી ભણેલી વિદ્યાનો સદુપયોગ કરાવવો છે તે થશે? નહિ થાય અને થાય તો ભાગ્યેજ: તે પણ, સદ્‌ગુરૂ આદિનો યોગ મળે અને તેને સફળ કરવાની ઇચ્છા થાય ત્યારે અથવા આત્મા કર્મલઘુ બન્યો હોય તો! આપણે સાત્ત્વિકી વૃત્તિવાળાની વિચારણા જીવનમાં ઉતારવાની છે. પણ સજ્જનને ઓળખવા માટે, સામે પડેલો પક્ષ જાણવો તો પડશે. રાત્રિ છે માટે જ દિવસ કહેવાય છે, નહિ તો દિવસની કિંમત શી હતી? સાત્ત્વિકી વૃત્તિવાળાને વિચારવા માટે, તામસી અને રાજસી-એ બે વૃત્તિવાળાને ઓળખ્યા વિના છૂટકો નથી: કેમકે-એ બે પ્રકૃતિનું જગતમાં સામ્રાજ્ય છવાયેલું છે. સાત્ત્વિકી વૃત્તિ તો કોઈ ખુણા ખુણામાં પડેલી છે અને તે ઘણી જ મુશીબતે દૃષ્ટિપથમાં આવે તેવી છે. આજે વિદ્યા, શક્તિ, બુદ્ધિ અને લાગવગનો એક જ ઉપયોગ થવા માડ્યો છે, છતાં પૂછીએ કે-'કયી વૃત્તિ પસંદ છે?' તો બધા જ કહેશે કે-'સાત્ત્વિકી.' કારણ? 'તામસી અને રાજસી પસંદ છે'-એમ કહેવામાં વાંધો આવે છે: નામના ખરાબ થાય છે: અયોગ્ય તરીકે જગતમાં જાહેર થઈ જવાય છે. એ બે શબ્દો જ ભયંકર લાગે છે, પણ વસ્તુતઃ તો સાત્ત્વિકી પ્રકૃતિનો ખપ નથી. 'અમને સાત્ત્વિકી પ્રકૃતિ જોઈએ છે'-એમ કહેવા છતાં એને જ ખસેડવાના પ્રયત્નો ચાલુ છે. અર્થની જ વાતને સાંભળવાની ઈચ્છાવાળા લગભગ બધા જ છે. કોઈ કહેશે કે-ક્યાં જાઓ છો? બજારે, ઑફીસે કે પેઢીયે! શું કામ? કોઇ ડાહ્યો બોલવામાં પૉલીસી વાપરશે તો કહેશે કે-'ફલાણાનું કામ છે માટે જાઉં છું.' પણ એને ઉતાવળથી પરોપકારી માની નહિ લેતા. એને પૂછજો કે-'આ (પૈસા) લઇને કરો છો કે એમ ને એમ?' કાં તો પહેલા લીધા હશે કે પછી લેવાનો કરાર હશે. અને એમ નહિ હોય તો-'કોઇ વખતે કામ કીધું હશે તો કરશે'-એ વૃત્તિનું દર્શન ઉંડે

ઉંડે પણ થયા વિના નહિ રહે : કારણ કે–જગતનો મોટો ભાગ તામસી વૃત્તિથી ઓતપ્રોત બનેલો છે.

## રાજસી વૃત્તિ :

હવે જેને કેવળ ભોગ અને સુખ એ જ માત્ર પ્રિય છે, તથા જેને આપણે કામ કહીએ છીએ તેને આધીન થયેલા, એટલે તેની જ કથાને સાંભળવા ઇચ્છતા બધા જ આત્માઓને જ્ઞાનીઓએ રાજસી પ્રકૃતિના સ્વામી કહ્યા છે. અર્થની વાતોને જ સાંભળવાની ઇચ્છાવાળા તામસી વૃત્તિવાળા છે અને કામની વાતોને જ સાંભળવાની ઇચ્છાવાળા રાજસી વૃત્તિવાળા છે. આ બે વૃત્તિ વિનાના આત્માઓને શોધવા જ નીકળીએ, તો લાખોની વસ્તીવાળાં સ્થળોમાંથી પણ કોઈક જ મળી આવે! 'ધર્મી ઓછા કેમ ?'–એનું સમાધાન આથી મળી જશે. 'ધર્મ એ સારો હોય, એના સિદ્ધાંતો સાચા હોય, તો અમારી બુદ્ધિ કેમ કબુલ ન કરી લે? જગત કેમ ન માને?'–એ બોલતાં પહેલાં નક્કી કરજો કે–'તમે આ વાસનાઓથી ઘેરાએલા છો કે કેમ ?' એની પાછળ બધી જ બુદ્ધિ અને શક્તિ ખર્ચાઈ ગઈ હોય, તેની બુદ્ધિ અહીં શું કામ કરશે? ઉંચામાં ઉંચી ગણાતી એવી મનુષ્ય અવસ્થા જે પામ્યા છીએ, તેને સાર્થક કરનારી અર્થકામની વાસના છે યા બીજી, એમ નક્કી કરી લેવું ઘટે : નહિ તો જેટલાં વર્ષ જીવ્યા એટલાં ગયાં અને થોડાં બાકી છે તે પૂરાં થયા બાદ, ઇચ્છાએ કે અનિચ્છાએ પણ જવાનું જ છે અને એ ગયા પછી દરેકે દરેક આસ્તિક દર્શનકારો કહે છે કે–'ફરી વખતોવખત ઝટ દઇને મનુષ્યભવ પ્રાપ્ત થઈ શકતો નથી.' અહીં ચૂકેલો, અહીંથી ગબડી ગયેલો, ઘણી જ અધોગતિને પામે છે. જેમ જેમ ઉંચે, તેમ પડે ત્યારે વધારે નીચે જાય. માટે ઉત્તમ જાતિના વિચારોને હૃદયમાં સ્થાન આપવું ઘટે. ઉત્તમ વિચારોને સ્થાન મળે તો જ જીવનમાં પરિવર્તન થાય અને તો જ મળેલી સામગ્રીને સફળ અને સાર્થક કરી શકાય.

## દુર્ગુણોનું મૂળ!

તામસી અને રાજસી વૃત્તિવાળાની સંખ્યા આ જગતમાં મોટી પડી છે. તામસી અને રાજસીનો ટુંકો અર્થ એ છે કે–'અર્થ અને કામની રસિકતા.' એ રસિકતામાં સપડાયેલા–એમાં જ સુખની કલ્પના કરી બેસી ગયેલા–એ ન મળે એ દિવસે અઝંપો કરવાની ભાવનાવાળા, એવાને આ બે વસ્તુનો અભાવ થઈ જાય કે એની પ્રાપ્તિમાં શંકા પડી જાય, તો એટલું દુઃખ, મુંઝવણ અને વિમાસણ થાય છે કે–'અરે રે, હવે મારૂં થશે શું?' અનંતી શક્તિના ધણી આત્માને પણ, અર્થકામની વૃત્તિને આઘાત પહોંચે એવી સ્થિતિમાં એકદમ મુંઝવણ થઈ જાય છે કે–'મારૂં થશે શું?' અર્થકામ ખસી જાય, ઈચ્છિત ન મળે, મળેલું ચાલ્યું જાય, તો એને મુંઝવણનો પાર નહિ રહેવાનો. એ વૃત્તિને રીતસર પોષણ મળતું હોય, તો એ બહુ આનંદ, લ્હેર અને સુખ માને. જ્યાંથી એ મળી શકે એવું દેખાય, ત્યાં ગમે એટલું અસત્ય બોલવા, અનીતિ કરવા તથા અબી બોલ્યા અને અબી ફોક કરવા તૈયાર! કહે છે કે–'એમાં શું!' આ બે મળી જતાં હોય તો સત્ય, પ્રમાણિકતા કે નીતિ જાય તોયે બગડ્યું શું? પૈસો હશે તો નીતિ ખરીદી લાવીશું: આપણે સુખી હોઈશું તો ધર્મ જવાનો છે ક્યાં? પૈસાથી આબરૂદાર થવાય છે, માટે મેળવવા લાયક તો પૈસો જ છે ને? જેની પાસે એ હોય તે બુદ્ધિહીન પણ બુદ્ધિમાન મનાય: જૂઠું બોલે તોયે બીજાને કહેવું પડે કે–'આપ સાચા છો!' રસ્તે ચાલતાં કોણ મળે તો સન્માન થાય? મોટરમાં બેસીને જાય તેનું કે પગે ચાલીને જતો હોય એનું? બધા ગુણ મોટરમાં આવી ગયા કેમ? એમાં કયી વૃત્તિ મોટો ભાગ ભજવે છે? આ બધી ભાવના, એ બે વૃત્તિઓએ ઉભી કરી દીધી છે. નીતિ, પ્રમાણિકતા, એકવચનીપણું, ફરજ અદા કરવી,–એ બધાનું ખૂન કરાવવું હોય, તો આ બે વસ્તુની આધીનતા બસ છે.

## સુખશાંતિ શાના આધારે ?

વહેપારીની ખ્યાતિ એક જ ભાવ બોલવાની. ડૉક્ટરની દુકાને પાટીયું કયું ? Expert-હુશિયાર ! બધા જ વકીલો માટે કહેવાય શું ? બચાવનાર, ભલું કરનાર, ખોટામાં હાથ નહિ ઘાલનાર ! આ રીતે નામના અને પ્રતિષ્ઠા જૂદી, પણ એની કાર્યવાહીમાં ઉંડા ઉતરો તો એના પર તામસી અને રાજસી વૃત્તિનું સામ્રાજ્ય છવાયું હોય છે. એ સામ્રાજ્ય આગળ પોતાની ઉત્તમ ખ્યાતિ ક્યારે ખંડિત થશે, એની યાદ એને નહિ આવે ! જગતમાં કેળવાયલું-સુધરેલું જૂઠું કોણ બોલી શકે ? હોય જૂઠું અને દેખાય સાચું, એવું પહેલા નંબરે કોણ બોલી શકે ? કયી ભાવનાનું સામ્રાજ્ય વર્તે છે, એ નક્કી થવું જોઈએ ! 'જીંદગીનો મોટો ભાગ કોની સેવામાં જાય છે ? જીવનની સંપત્તિ અને શક્તિઓ શાની પ્રાપ્તિ માટે ખર્ચાય છે ?' એક જ ઉત્તર મળવાનો છે-'અર્થ અને કામ બે માટે !' આગળ પૂછો કે-'એ બેએ તમને પોતાને શાંતિ આપી છે કે નહિ ? અંતિમ સમયે કે ભયંકર આપત્તિમાં શાંતિ આપવાનો ગુણ એનામાં છે ? એને માટેના પ્રયત્નોમાં તમારી દશા કફોડી બનતી જાય છે કે નહિ ?' આ વિચાર નહિ આવવાને લઈને સાત્ત્વિક પુરૂષની ઓળખાણ નવી લાગશે. એ કહેશે કે-'જે વસ્તુ વિના આ જીવનમાં ચાલી શકે નહિ તેના વિચારને મૂકી, જે જોઈ શકતા નથી, એકદમ બુદ્ધિમાં ઉતરી શકતી નથી, તેના વિચાર કરીએ શું કામ ? અર્થકામ વિના આ દુનિયા ચાલી શકે એમ છે ? આ જીવનમાં સાધવા લાયક એ બે હોય તો જ સાધી શકાય ને ?' આજે ઘણા કહે છે કે-' અર્થ હોય તો જ ધર્મ થાય છે. ' પણ-'ધર્મ એ અર્થના પ્રતાપે નથી થતો, પરન્તુ કોઈ બીજી જ વસ્તુના પ્રતાપે થાય છે.'-એનો તેઓને ખ્યાલ નથી. ખરેખર, આ જીવનમાં જે સુખ, સંપત્તિ અને આબાદી છે, તે અર્થકામને આભારી નથી, પણ બીજી વસ્તુને આભારી છે.

## ગુણ પણ દુર્ગુણ :

અર્થકામની ઇચ્છાનું પ્રાધાન્ય અને એની જ એક ઇચ્છા જેટલામાં હોય, તે બધા મનુષ્યો પાસેથી સારી આશા રાખીએ, એ ફળીભૂત થઈ શકે એમ નથી. એની આગળ ધર્મપુસ્તકને મૂકીએ, સારી વ્યક્તિને લાવી દઈએ અને એનો સારો ઉપયોગ કરાવવો હોય, તો તે વસ્તુએ પ્રથમ તેને અનુકૂળ થવું જોઈએ. સારી વાત પણ એને રૂચે તે રીતે મૂકવી જોઈએ. વખતે એને ન ફાવે તો એ છછણી ઉઠે, ગુસ્સે થઈ જાય. 'આવું કહેવાનું કહ્યું હતું કોણે?'–એમ કહે. ખરેખર, જ્યાં સુધી અર્થકામની ઇચ્છા સર્વોપરી સત્તા ભોગવે છે, ત્યાં સુધી એને મન સારૂં પુસ્તક કે ધર્મગુરૂ, એ કાંઇ મહત્ત્વની વસ્તુ નથી, કેમકે–એને વિદ્યા વિગેરે બધું બીજા માટે છે. એનું જ્ઞાન, એની ક્રિયા, એની શાંતિ, સહનશીલતા, નમ્રતા, સલામો, સેવા, ગુલામી બધું અર્થકામ માટે છે: એ ગુણવાન પણ કહેવાય છે: પણ એની એ વિદ્યા, એ ઉદ્યમ, એ શાંતિ, એ ક્ષમા, નમ્રતા, સેવા, ભક્તિ શેને માટે છે? 'ધ્યેય કયું હોવું જોઈએ?'–એ તો જોવું જોઈએ ને? એવાને વિનયી, ઉદ્યમી, શાંત, ક્ષમાશીલ, નમ્ર, સભ્યતા સાચવનારા, વિનીત કહેવા માંડવામાં આવે, તો કયી દશા વધતી જાય? અર્થકામની પ્રવૃત્તિમાં પડેલાના ગુણો, એ કયી જાતિના? કુતરાને ઉપરથી લાકડી પડે તે ખાય અને બીજી જ મીનીટે ટુકડો ધરે તો પુંછડી હલાવે. કરેલા અપકારને તરત ભૂલી જાય, એ ગુણ છે કે નહિ? મારવા છતાં પ્રસન્નતાપૂર્વક આવી ઉભો રહ્યો, એ કેટલી યોગ્યતા આવી ગઈ ગણાય? એ રીતે કેવળ અર્થકામમાં આસક્ત, તામસી અને રાજસી પ્રકૃતિમાં મુંઝાયેલાઓનાં જ્ઞાન, ઉદ્યમ, શાંતિ અને ક્ષમા,–એ બધા ગુણો એ કોટિમાં મૂકવા યોગ્ય છે યા નહિ? એને પૂછો કે–'અર્થકામ માટે તારી બધી શક્તિ ખર્ચે છે, એ વસ્તુ તારી યા પારકી? સાથે આવવાની કે અહીં રહેવાની? સુખી જ

કરવાની કે દુઃખી પણ કરે? સાથે લઈને આવ્યો હતો યા નહિ? લઈને જવાનો યા નહિ? જે સાથે આવ્યું નહોતું, આવવાનું નથી, એવી વસ્તુ માટે બધી શક્તિ ખર્ચી રહ્યો છે, એ બુદ્ધિમત્તા છે યા બુદ્ધિહીનતા?' સાત્ત્વિકની ઓળખાણ માટે પ્રથમ આ ઓળખવું એ જરૂરી છે. અયોગ્ય વૃત્તિ આત્મામાં જે આવી છે, એના પર જોઈતા પ્રહાર ન થાય અને એ પ્રહારને ખમવાની શક્તિ ન આવે, ત્યાં સુધી સાત્ત્વિકી વૃત્તિ રૂચવી કઠીન છે.

દયા !

તમને દયા કોની આવે? ભૂખ્યા, તરસ્યા, વસ્ત્ર વિનાનાની! એક માણસ છાકટો બનીને બજારમાં જતો હોય એની દયા આવે? એક આદમી ઉન્મત્ત બનીને જેમ-તેમ બોલે, જેમ-તેમ વર્તે, ને જે-તે પ્રવૃત્તિ આદરે, એની દયા આવે? લક્ષ્મીના મદમાં છકેલો અનેકને ત્રાસ આપતો જાય, એની દયા આવે? હુંશિયારીથી-કળાથી અનેકનાં ખીસ્સાંમાંથી પૈસા કઢાવે એની દયા આવે? ચાલાકી પૂર્વક જૂઠું બોલે, એની દયા આવે? નહિ, ઉલ્ટું પાછળના કેટલાક પ્રત્યે તો માન થાય છે. એમ કે-'કેવી હુંશીયારી? કેવી ચાલાકી?' ખોટાને ખરૂં કરી બતાવવું, એ પણ ચાલાકી છે ને? આ વિચારણામાં તામસી અને રાજસી પ્રકૃતિ પ્રધાનપદ ભોગવે છે,-નહિ તો કળાથી કોઈના ખીસ્સામાંથી પૈસા કઢાવવા, હુંશાયારીથી જૂઠું બોલવું અને સત્યવાદીમાં ખપવું,-એ તો ભૂખે મરવાનો ધંધો છે. આજે નહિ તો કાલે, કાલે નહિ તો બે-ચાર દિવસે ભીખ માગવી પડશે એ નક્કી છે. માની લો કે-આ જીવન સુધી નહિ, પણ પર જીવન માનો છો ને? હજુ બીજું જીવન લેવું પડશે એ માનતા હો, તો આ જીવનમાં રક્ત બની જે પ્રવૃત્તિઓ થઈ રહી છે તે ન હોય. દુનિયા તમને સાચા, પ્રમાણિક અને શાહુકાર માની લે, પણ તમે કેવા છો, એ તમે તો જાણો છો કે નથી જાણતા? આપણે પાપ કરીએ

એની માલૂમ આપણને ન હોય, એવું તો નથી માનતા ને? તો એ પાપનો નતીજો છે કે નહિ ? અહીં નહિ ભોગવાય, તો આવતે ભવે ભોગવવાનું નક્કી કે નહિ? ભૂખ્યા દયાપાત્ર હોય, તો અલ્પ કોટિના છે, કારણ કે–એ તો પાપનું ફળ ભોગવી રહ્યા છે અને તમે ભોગવવાની તૈયારી કરી રહ્યા છો ! રાજસી અને તામસી પ્રકૃતિના પરિણામથી બધું ભૂલ્યા. આજની દુનિયામાં અર્થ, કામ અને વિષયસેવા શિવાય બીજા વિચારને સ્થાન છે કે નહિ ? ગરીબ માબાપને પણ પાડોશી એ જ શીખામણ દે કે–' દુઃખી થઈને, દેવું કરીને, માગી લાવીને પણ આ છોકરાને ભણાવો કે જેથી ભવિષ્યમાં તમારી ભૂખ ભાગે. બે–પાંચ વર્ષના દુઃખથી નહિ ભણાવો તો ત્રણેની જીંદગી બગડશે !' એમ કહે કે નહિ? અને એ પ્રવૃત્તિ તો વગર ઉપદેશે પણ ચાલુ છે.

## બંધ શું થાય?

દુનિયામાં કોઈ સાધુ કે સત્પુરૂષ ન વિચારતા હોય, તો દુનિયામાં બંધ શું થઇ જાય ? કંપની, પેઢી, મીલ કે કારખાનાં ? નહિ જ. તો ઉપદેશ શેને માટે જોઇએ ? અર્થકામ માટે ઉપદેશની જરૂર પડે છે ખરી ? નહિ, કેમકે–એ શીખીને આવેલા છે. પૈસા કમાવા જોઇએ, એમ કોણે ભણાવ્યું હતું ? એની તો વગર શિખવ્યે પણ ઇચ્છા થઈ જાય છે. એ તો સારીય દુનિયાએ સ્વયં માની લીધું અને નિશ્ચિત કરી લીધું. એ ભાવનામાંથી ખસેડવા, એ પણ અત્યારે પાપ મનાય છે ! ! જે ખસે એની ટીકા, એનામાં બુદ્ધિ ઓછી, જ્ઞાન ઓછું, શક્તિ ઓછી, ભોળવાઈ જાય એવા ! એવાઓએ એવાઓને માટે કેટલાયે ઈલકાબ શોધી કાઢ્યા છે. અર્થકામ માટે પશુની માફક, પાગલની માફક જ્યાં–ત્યાં ભટકતા ફરનારા કેટલા ! જેનું મ્હોં જોવા લાયક ન હોય તેની ગુલામી કરનાર, ચોવીસે કલાક ચિંતામાં સળગી રહેનાર, માબાપ આદિ સ્નેહીને પણ અડધી

રાતે ધક્કો મારનાર કેટલા ? હિસાબ મેળવ્યો છે ? અર્થકામમાં આસક્ત બની, એને આધીન થઈ, માબાપ-સ્નેહીસંબંધી-સાથી-મિત્ર-વિશ્વાસુને અડધી રાતે ધક્કો મારી, એમાં ડહાપણ માનનારા કેટલા જીવો છે ? સર્વત્ર એ વસ્તુ છવાઈ રહે ત્યાં શું થાય ? અર્થ-કામ માટે દેશ, ગામ, ઘર, કુટુંબ, પરિવાર, સ્નેહીસાથીનો ત્યાગ કર્યો છે કે નહિ ? એને માટે પ્રાણ હોમી કેઈ મરી ગયા કે નહિ ? કેટલા ગયા ? એ બધા બહાદુર ! આ વૃત્તિ છવાઈ ગઈ છે. વહેપારી, ડૉક્ટર, વકીલ, એ બધાનું ધ્યેય કેવલ અર્થ મેળવવાનું, ગ્રાહક વધારવાનું છે. જેના અસીલની સંખ્યા મોટી એ વકીલ આબરૂદાર. દરદી કહે-મારે આના વિના નહિ ચાલે, તો એ ચીજ દરદીને આપવી ઠીક નથી એમ જાણવા છતાં કોઈ 'હા' પણ પાડે. વહેપારીને કહીયે કે-'પ્રમાણિક બનો !' તો કહે કે-' આ જમાનામાં આમ બનીએ તો કોઈ પૂછે નહિ !' એ અર્થકામ આત્મા સાથે સંબંધ કેટલો રાખે છે ? આત્મા પાસે રહે ક્યાં સુધી અને આવે ક્યારે ? ઇચ્છા મુજબ કોની પાસે આવે છે ? બધા પાસે ? ઇચ્છા મુજબ હજારોની પ્રાપ્તિ કોને થાય છે ? બુદ્ધિશાલિને, ભણેલાને કે ચાલાકીપૂર્વક જૂઠું બોલી શકે એને ?

સ૦ પુણ્યવાનને.

' એ પુણ્યવાન શાથી બન્યો ? '-આ બધી વાતનો વિચાર કરવાનો કોને ? એ માટે સાત્ત્વિકી વૃત્તિવાળા આત્માને આપણે ઓળખાવવો છે.

## સાત્ત્વિકી વૃત્તિ :

જ્ઞાનિઓએ સાત્ત્વિકી વૃત્તિવાળા આત્માનું લક્ષણ બાંધતાં કહ્યું કે-જે આત્માને અર્થકામની વાતો ન ગમે, પણ એનો જેનાથી ત્યાગ થાય-'જેનાથી એની લાલસા તૂટે-એની પૂઠે પડવાની વૃત્તિ કપાય એવી વાતો જેને ગમે, એ સાત્ત્વિકી વૃત્તિવાળો છે !' અર્થાત્-

સાત્ત્વિકી વૃત્તિવાળો આત્મા તે છે કે-જે આત્માને તે જ વાતો ગમે, કે જેના પરિણામે અર્થકામની લાલસા કપાય: અર્થ અને કામ જેવા સ્વરૂપના છે તે સ્વરૂપે ઓળખાય: એ આત્માની વસ્તુ નથી પણ આત્માને ખરાબ કરનારી છે એમ સમજાય. 'અર્થકામની તાલાવેલીથી આત્મા ઉન્નતિના પંથે ચઢી શકતો નથી, પણ અવનતિના પંથે ઉતરી જાય છે'-એવું સમજાવે તે વાતો ગમે, એ સાત્ત્વિકી વૃત્તિ છે. જ્યાં જ્યાં એ સાંભળવાનું મળે, ત્યાં ત્યાં અર્થકામને મૂકીને દોડે. એ મને છે કે-આ વસ્તુઓ જન્મ્યો ત્યારથી મળેલી છે અને એ પ્રવૃત્તિ મરૂં ત્યાં સુધી છે. મરવાનું ક્યારે? શનિવારે મરાય, રવિવારે પણ મરાય ને સોમવારે પણ મરાય: સવારે, બપોરે કે સાંજે પણ મરાય: ગમે તે તિથિએ, ગમે તે વારે ને ગમે તે સમયે પણ મરાય: અને સાંભળવાનું રવિવારે જ કેમ? સારૂં સાંભળવાનું અમૂક દિવસે જ કેમ હોય? એક જ કારણ કે-'આ ભાવના અંતરમાં ઉતરી નથી.' સાત્ત્વિકી વૃત્તિવાળા મનુષ્યને એક જ વિચાર કાયમ ખાતે આવે કે-'અર્થકામની આસક્તિ મારા જીવનમાં ઉતરી જવી જોઇએ નહિ! મારે તો હંમેશ માટે એક જ પ્રયત્ન કરવાનો કે-જે વાસનાથી મારો આત્મા સંસારની જાળમાં ફસાયો છે, એ ક્યારે છૂટે.' પોતા માટે એ વિચાર અને બીજા માટે પણ એ જ કે-'જે વાસનાના યોગે વર્તમાનમાં દુ:ખ થઈ રહેલ છે, ભવિષ્યમાં નિયમા દુ:ખ થનાર છે, એ વાસના સઘળામાંથી ક્યારે છૂટી જાય!'

## શુભ વિચારણા:

આ સાંભળ્યા પછી હવે દરરોજ ચોવીસ કલાકમાં થોડોક ટાઈમ પણ એવો વિચાર તો જરૂર આવવો જ જોઈએ કે-'કયી રીતે મારો આત્મા બધાયો છે અને તે કયી રીતે છૂટે? બંધનમાંથી છોડાવનારી કથા ક્યારે હું સાંભળું અને સાંભળીને જીવનમાં ઉતારૂં!' આ ભાવના આવે ત્યારે સાત્ત્વિકી વૃત્તિ પેદા થાય છે: અત્યાર સુધી

સેવેલી બધી વિચારણા મંદ પડતી જાય છે: સ્વ અને પરના હિતની ચિંતા થાય છે: આ વૃત્તિ આવી એટલે સ્વહિત તો થઈ ગયું, કિંતુ દરેક દરેક આત્માનું હિત શી રીતે થાય, એની એને ચિંતા થાય છે. એને શાસ્ત્રકારો મૈત્રીભાવના કહે છે. પારકાના હિતની ચિંતા સ્વ શિવાયના જેટલા એટલા બધા જ માટે: એમાં ભેદ ન પડાય. જે રીતે આપણું અહિત આપણને પસંદ નથી, એમ દરેક દરેક આત્માને પોતાનું અહિત પસંદ નથી. 'જીવ માત્રનું હિત થાઓ'–એજ ભાવના અને વિચારણા સાત્ત્વિકી વૃત્તિવાળાના હ્રદયમાં સ્થાન પામે છે: એના હ્રદયમાં પારકાના હિતની ભાવના સ્થિર થઈ જાય છે: અને એને જીવનમાં ઉતારવા માટે એ અવિરત પ્રયત્નો કરે છે. પારકાનું હિત ક્યારે થાય? પારકાના હિતનો વિચાર ક્યારે આવે? પોતાનો સ્વાર્થ ભૂલાય ત્યારે! કોઈ પણ જાતિના પૌદ્ગલિક સ્વાર્થની લાલસા ન રહે, ત્યારે શાસ્ત્રે કહેલી મૈત્રીભાવના આવે છે. એ વિના પારકાના હિતની વૃત્તિ ટકતી નથી. એ પ્રતીતિ વિનાનો આત્મા, પોતાના સ્વાર્થનો સમય આવ્યે પારકાનું અહિત કરવા માટે પણ તૈયાર થઈ જાય છે. સાત્ત્વિકી વૃત્તિનો ગુણ આવે છે, ત્યારે પારકાનું અહિત થતું હોય તે પ્રવૃત્તિ હઠી જાય છે. એ હઠી ગઈ એટલે હિતનો વિચાર સ્વયમેવ આવશે. 'કોઈનું પણ ભૂંડું તો ન જ થાઓ: સારૂં થતું હોય તો આપણે રાજી: ખોટામાં રાજી નહિ: કોઈ પણ આત્મા ઉન્નતિના પંથે ચઢે એમાં આનંદ: નીચે પડે એમાં આનંદ નહિ, પણ દયા આવે: સઘળા ઉંચે ચઢો એ જ ભાવના: અને જેટલા ચઢીને પડે અથવા ઉંચે ચઢે જ નહિ એવાની દયા!' એને એક જ વિચાર આવે કે–'ન ચઢ્યા હોય તે ચઢો અને પડ્યા હોય તે પણ ઠેકાણે આવો.' પહેલી હિતચિંતા અને બીજી દયા: ત્રીજી કોઈ પણ આત્માના ગુણ જૂએ, કોઇને પણ ગુણની પ્રાપ્તિ દેખે તો આનંદ થાય: એની પ્રશંસા થાય: પ્રમોદ થાય: અને જેઓ ગુણ નથી પામ્યા એમ સમજાયા છતાં પામવાનો પ્રયત્ન નથી કરતા, ઘૂસી

ગયેલા દોષ નહિ કાઢતાં ઉલ્ટા સામે થાય છે, મહેનત કરવા છતાં જેનો સુધારો થઈ શકે એમ નથી, એમ લાગે તેઓના પ્રત્યે ઉપેક્ષા. આ ચારે પ્રકારની વિચારણા જેના અંતરમાં આવે તે ક્રમવાર અયોગ્ય પ્રવૃત્તિથી બચતો બચતો, ધીમે ધીમે ઉંચી કક્ષાએ ચઢતો જાય. જેમ જેમ આગળ વધે, તેમ તેમ જગતના જીવોની હિત અને દયાની ભાવના વધે : ગુણવાનને જૂએ તો આનંદ આવે અને અયોગ્યતાની છેલ્લામાં છેલ્લી દશા જૂએ ત્યાં ઉપેક્ષા આવતી જાય. એ જ્યારે જ્યારે બોલે કે કોઈ પણ પ્રવૃત્તિ કરે, ત્યારે ત્યારે આ વિચારણાનું એનામાં દર્શન થાય.

## દયાભાવ કયાં ટકે?

જ્યાં પારકાના હિતની ચિંતા જ નથી, એનામાં સાત્ત્વિકી વૃત્તિ ન મનાય : જે વસ્તુ મેળવવા સારીય દુનિયા મથી રહી છે, તે તે પ્રવૃત્તિમાં જ મુંઝાઈ રહે એવા પ્રયત્ન ન થાય : સાત્ત્વિકી વૃત્તિવાળો આત્મા તો, જેમાં દુનિયા મુંઝાઈ રહી છે એ મુંઝવણમાંથી નીકળી જવાય, એવા પ્રયત્ન કરે : ગમે તેવી દશામાં આનંદમગ્ન રહી શકે તેવી સ્થિતિ પેદા કરવા પ્રયત્ન કરે : મુંઝવણને વધારનારી વૃત્તિ દુનિયાના જીવોમાં ઉત્પન્ન થાય, તે રીતનો પ્રયત્ન કરનારા આત્મામાં સાત્ત્વિક વૃત્તિ હોતી નથી. એક એક જ્ઞાની એમ જ ફરમાવે છે કે–'અર્થ અને કામની લાલસાથી બચો : મળી જાય અને ભોગવ્યા વિના ચાલે તેમ ન હોય તો નિર્મોહપણે ભોગવી લેવું જોઈએ: ન મળી જાય તો ઇચ્છા પર કાપ મૂકો !' કોઈ આસ્તિક દર્શનકારે જગતને એમ ઉપદેશ નથી આપ્યો કે–' અર્થકામમાં આત્માનો ઉદ્ધાર સમાયેલો છે.' જગતને જે વસ્તુ ગમતી હતી અને જગત જેને માટે તનતોડ પ્રયત્ન કરી રહ્યું હતું, તેનો ઉપદેશ કેમ ન આપ્યો ? કારણ કે–એમને પારકાના હિતની ચિંતા હતી : અહિત ન થઈ

જાઓ, એવી લાગણી હતી : તેથી દુનિયાને નહોતું રૂચતું તો પણ એની એ વસ્તુ કહ્યા કરી. દુઃખીને એક જ કહ્યું-' વિચાર કર, દુઃખ શાથી ? ' દુઃખની દયા ન આવે એમ નહિ, પણ એથી એને એવે માર્ગે ન ચઢાવી દેવાય કે-વધુ ને વધુ દયાપાત્ર બનતો જાય. દુઃખની ફરીયાદ કરનારને કહે કે-' દુઃખ તારી ભૂલથી કે બીજાની ? તો હવે એ જાતિની ભૂલ આ જીવનમાં ફરી ન બની જાય, એની સાવધાની રાખ ! ' દયાની ચિંતામાં બીજી અયોગ્ય વાત હૈયામાં ન પેસતી જાય એની પૂરતી સંભાળ રાખે ! કોઈ પણ દુઃખથી બચો, સુખી થાઓ, દુશ્મન ગણાતા પણ સુખી થઓ,-આ ભાવનાવાળાને કોઈને સુખી જોઈને ઇર્ષ્યા આવે ? એના સુખમાં ભાગ પડાવવાની વૃત્તિ જાગે કે પડાવી લેવાની ઇચ્છા થાય ?? થતી હોય તો માનવું કે-'હજી એ આત્મા જોઇએ તે રીતે પારકાનું ભલું જોવાની શક્તિ કેળવી શકયો નથી,' એ વૃતિમાં દયાભાવ ટકતો નથી : પારકાના હિતની ચિંતા રહી શકતી નથી. ' સૌનું હિત થાઓ, પ્રાણી માત્ર ઉન્માર્ગથી બચો, સન્માર્ગમાં આવો, હિંસાથી બચો, મૃષાથી બચો, પોતાનું હોય તે બીજાને આપો, પારકાનું લેવાની વૃત્તિ ન કરો, વિષય-વિકારથી અલગ થાઓ, કોઈ પણ પદાર્થની મૂર્ચ્છાને પ્રિય ન ગણો, ગમે તેવા પ્રસંગે પણ પોતાની જ સાધનામાં મગ્ન બન્યા રહો, દુનિયાનું કોઈ પણ પાપ હૃદયમાં ન જન્મો. '-આ ભાવનાવાળો દિવસે દિવસે અર્થકામના માર્ગે જાય કે એથી ઉલ્ટા માર્ગે ? આ વિચાર-વાળાને અર્થકામનો માર્ગ ઉન્માર્ગ ભાસે, કેમકે-બધી પાપવૃત્તિ એ એને આધીન છે: જગતમાં પાપની પ્રવૃત્તિ એને લઇને જ છે. પારકાનું ભલું કરવાની વૃત્તિ એકાંતે આવી જશે, ત્યારે એ અર્થકામના માર્ગે નહિ ધસે, કિંતુ એથી ઉલ્ટે માર્ગે જશે : એના ત્યાગનો રસ્તો પકડશે.

**ઉપસંહાર :**

આજે અર્થકામમાં કોઈ જોડાય, એની સામે આડ-અંતરાય

નથી : ત્યાં વાળનાર મળે, ચઢાવનાર મળે! ત્યારે વાંધો ક્યાં છે? જો સાત્ત્વિકી વૃત્તિ આવે તો જ વાંધો ને? અર્થકામ અયોગ્ય વસ્તુ છે અને તેથી એની અયોગ્યતા ઠસાવવા કોઈ પ્રયત્ન કરે છે, એ જાણવામાં આવી જાય તો શું થાય? ' એ આદમી જોખમકારક લાગે, અને ત્યાં સુધી નહિ સાંભળવા લાયક રહે, સાંભળશે તો આપણો સાથી મટી એ વૃત્તિવાળાનો સાથી થઈ જાય, એવા બહુ જગતમાં વધી જાય તો ઉપદ્રવ થાય. અર્થકામ પ્રત્યે કુદષ્ટિ કરનાર-કરાવનાર માણસો બહુ વધી જાય તો અર્થકામ ખોટા છે-એના સહવાસથી બચવું જોઈએ-એવું બોલનાર-વિચારનાર એનું જ વાતાવરણ જમાવનાર વધી જાય, તો પરિણામ શું આવે? માટે એ વિચારને ઉગતો દાબવો જોઇએ! જે અમારા આત્માને દુનિયાની વાસના તરફ દોરે, વધારે,-એવી વસ્તુ જોવી, દેખવી, સાંભળવી નહિ,-એવી ભાવના થઈ જાય તો નાટક, સીનેમા, હૉટલવાળા વિગેરે વિગેરેનું થાય શું? અને ત્યાં સુધી સાત્ત્વિકી વૃત્તિવાળા વધે નહિ, વધે તો સ્થિર રહી શકે નહિ અથવા બને ત્યાં સુધી પોતાના વિચાર બહાર મૂકી શકે નહિ'-આવી ભ્રમણા અને પેરવીમાં પડેલી દુનિયાના હૃદયમાં સાત્ત્વિકી વૃત્તિ સ્થાન નહિ પામે. એ એમ વિચારે છે કે-'અર્થકામ વિના હિતની ચિંતા કરી જ ન શકાય.' કેમકે-એણે સુખ એમાં કલ્પ્યું છે : પણ વસ્તુતઃ જોતાં એ હિતચિંતા મટી જાય છે અને અહિતચિંતા થઈ જાય છે : તામસી અને રાજસી વૃત્તિવાળાને હિતચિંતા હોતી નથી અને કરે છે તો જગતના જીવોને ઉલ્ટા ઉન્માર્ગે દોરી જાય છે. અર્થકામની આસક્તિથી રહિત, એને છોડવા તનતોડ પ્રયત્ન કરનાર અને એની સામગ્રી મળે ત્યાં પહોંચી જનાર, એ બધા સાત્ત્વિકી વૃત્તિવાળા છે : એને પારકાના હિતની ચિંતા અખંડપણે ચાલુ રહે છે : એ વિચારણામાંથી જે જન્મે તેનું નામ ધર્મ છે અને એજ આ લોક તથા પરલોકમાં સુખ આપનાર વસ્તુ છે : એ ધર્મની પ્રાપ્તિ કરવી હોય તો બધું જ વાંચવું, બધુંજ સાંભળવું, એ ભાવના ઘુસી છે તે કાઢી

નાખો! તેનું જ સાંભળવું અને વાંચવું કે-જે આત્માઓએ અર્થકામની આસક્તિ તોડવાના પ્રયત્નો આરંભ્યા છે: ચાર-આઠ દિવસ માટે નહિ, દુનિયાની સાધના સાધવા માટે નહિ, પણ કાયમ ખાતે કેવલ સ્વ અને પરની દયાથી જ પ્રેરાઈને જેમણે એ વ્યાપારો તજ્યા છે: જે આત્માઓ એની સામે મોટી શહેનશાહત ધરી દેવામાં આવે તો પણ તેને લાત મારે એવા છે! સાત્ત્વિકી વૃત્તિની વિચારણા તે કહેવાય કે-'જેમાં અર્થકામના ત્યાગની પ્રવૃત્તિનો પ્રવાહ છે: એને તજ્યા પછી ફરીથી પાસે આવે તો પણ ઠોકરે ચઢાવવાની વૃત્તિ છે: જેના વિચારોમાંથી પારકાની હિતચિંતા શિવાય બીજું નીકળવાનું નથી.' એવાને સાંભળવાથી આત્મા ઉ-માર્ગે કોઈ કાળે ચઢવાનો નથી. સાત્ત્વિકી વૃત્તિની આ એક જ ભાવના દૃઢ થઈ, તો બધા સદ્દગુણો પણ આપોઆપ આવશે.

° ° °

( અત્રે કેટલાક પ્રશ્નો પૂછાયા હતા અને તે પ્રશ્નોના કરેલા સમાધાનનું સારભૂત અવતરણ નીચે આપવામાં આવે છે. )

**પ્રશ્ન૦** અનેકને બોધ આપનાર ગુરૂના બોધને શિષ્ય અંગીકાર ન કરે, તો ગુરૂના સંસ્કારમાં ખામી ગણાય કે નહિ?

**ઉત્તર૦** ઠંડું આઈસ જેવું પાણી જેના ગળાને ન ઠારે, એ પાણીમાં દોષ ખરો કે નહિ? દાહજ્વરવાળાને ઠંડામાં ઠંડા પાણીનું ટીપું પડે તો એને શાંતિ થવાને બદલે એનો દાહ વધે: બળતરા વધતી જાય. ઠંડા પાણીએ એ આત્માને ન ઠાર્યો, તો પાણીની ખામી ખરી કે નહિ? તેવી રીતે શિષ્યની યોગ્યતામાં ભેદ હોય તો ગુરૂનો બોધ શિષ્ય ગ્રહણ ન પણ કરે, પણ તેની કાંઈ સામાની અયોગ્યતાનો બોજો ગુરૂ ઉપર ન નાખી શકાય. હાં, એમ પૂછતા હો કે-'બોધ કરનાર ગુરૂએ યોગ્ય બનવું જોઈએ કે નહિ?' તો હું કહું છું કે-'બનવું જોઈએ: ગુરૂતા મેળવવી જોઈએ: એ મેળવ્યા વિના બોધ આપવો જોઈએ નહિ!' પણ જમાડનાર સારી રસોઈ પીરસે

અને ખાનારો ભાન ન રાખે તેથી એને ઝાડા થાય, તો જમાડનારનો દોષ ખરો ? કહેવું જ પડશે કે–નહિ.

**પ્રશ્ન૦** દીક્ષા કયા સંજોગોમાં, કોને, કયી રીતે આપી શકાય ?

**ઉત્તર૦** આ ચર્ચા વર્ષોથી ચાલ્યા કરે છે : છતાં એ પ્રશ્ન કાયમ રહ્યો છે. એ નાનો પ્રશ્ન નથી. એનો ઉત્તર ટુંકાણુમાં ન પતાવાય. છતાં આપણે એક વાક્યમાં એનો ઉત્તર આપવો હોય તો પણ કહી શકીએ છીએ કે–'શ્રી જિનેશ્વરોની આજ્ઞા મુજબ હરકોઈ સંયોગોમાં વિરક્ત બનેલા આઠથી માંડીને અતિ વૃદ્ધ ઉંમર સુધીનાને દીક્ષા આપી શકાય.

**પ્રશ્ન૦** ક્યારે ? **ઉત્તર૦** વૈરાગ્ય થાય ત્યારે.

**પ્રશ્ન૦** કયી સ્થિતિએ ? **ઉત્તર૦** ભાવના વધી જાય ત્યારે.

**પ્રશ્ન૦** વૈરાગ્ય કેવો ? સ્મશાન વૈરાગ્યને વૈરાગ્ય કહેવાય ?

**ઉત્તર૦** જેને સંસાર એટલે વિષયકષાય અને અર્થકામ ન ગમે તેમજ આત્મકલ્યાણની પ્રવૃત્તિ ગમે એનું નામ વૈરાગ્ય.

**પ્રશ્ન૦** વૈરાગ્યથી દીક્ષા લીધેલા પડે છે કેમ ?

**ઉત્તર૦** ચઢવા માંડ્યા પછી પડવાનું શું કારણ ?, એમ શંકા ઉભી કરીને માર્ગને રોકવા તરફ દોરવાઈ જવું એ યોગ્ય નથી. નીસરણી ચઢવા માંડે ત્યારે ચક્કર આવે, ઠોકર વાગે, પગ લપસી જાય, હાથમાંથી દોરડું છૂટી જાય, ઉપરથી ધસારો આવે કે નીચેથી કોઈ પગ ખીંચે તો પડી પણ જાય. અનેક કારણોમાંના કોઈ કારણે એ બને. અને એ રીતે કોઈ પડી જાય તો મોટી નવાઈની વાત આ દુનિયામાં નથી. એથી કાંઈ નીસરણીને બાળી ન મૂકાય કે કુહાડો લઈને તોડી ન નખાય. પણ પગથીયાં નાનાં હોય તો મોટાં કરાય, દોરડાને બદલે લોઢાની સાંકળ રખાય, પણ પેલો પડી ગયો માટે કોઈ ચઢો નહિ એવી રાડો ન પડાય. દુકાન ખોલનારો દેવાળુ કાઢવા ઇચ્છે છે ? ના, છતાં કાઢે છે કે નહિ ? એથી કોઈએ દુકાન ખોલવી બંધ કરી ? અશુભના ઉદયે, દુર્ભાવનાના યોગે પડી પણ

જાય, એમાં નવાઈ જેવું નથી.

પ્રશ્ન૦ વિલાયતી કાપડ પહેરવું સારૂં કે ખાદી પહેરવી સારી? એમાં આપનો શો મત છે?

ઉત્તર૦ આ પ્રશ્નનો અનેકવાર ઉત્તર અપાઈ ગયો છે. આખા જગતને નિર્ગ્રંથ-પરિગ્રહરહિત થવાનો ઉપદેશ સાધુઓ આપે છે: એમ પૂછવામાં આવે કે–' બંગલો બંધાવું કે ઝુંપડી બંધાવું?– એમાં આપનો શો મત? કયું સારૂં?' સાધુ શો મત આપે? સાધુ તો એક જ કહે કે–' બંગલો ય છોડવા લાયક છે અને ઝુંપડી પણ છોડવા લાયક છે, ત્યાં બંધાવવાની વાત જ શી?' કોઈ પૂછે કે–' ઘી ખાઉં તો સારૂં કે દૂધ ખાઉં તો સારૂં?' એને ઘીયે છોડવાનું અને દૂધે છોડવાનું કહેવાય: જે સાધુઓ દુનિયાની કોઈ પ્રવૃત્તિ, કે જેમાં થોડો પણ પાપનો અંશ હોય, તે માટે સંમતિ ધરાવતા નથી, તેઓ આ પ્રશ્નમાં મત કયી રીતે આપે એ સમજાવો! દુનિયાની કોઈ પણ પ્રવૃત્તિ જેમાં અધિક યા ઓછું પાપ હોય, તેનીનો જેણે કરવાનો, બીજા પાસે કરાવવાનો અને કરનારને સારૂં માનવાનો ત્યાગ કર્યો છે, તેવા સાધુ દુનિયાની પ્રવૃત્તિમાં પોતાનો મત આપે કયી રીતે?' પારકે પૈસે વહેપાર કરવો એ સારો કે ઘરની મૂડીએ કરવો એ સારો?'–એમાં સાધુ શું કહે? ' ચુલામાં હાથ ઘાલું તો સારૂં કે ઓલામાં ઘાલું એ સારૂં?'–એમાં સાધુ શું કહે? સાધુ તો એમ જ કહે કે–' ચૂલા ને ઓલા બેઉમાં અગ્નિ હોય છે.' જે સાધુએ દુનિયાની સઘળી પાપપ્રવૃત્તિમાંથી હાથ ખંખેરી નાખ્યા છે, જાત માટે પાપપ્રવૃત્તિ મૂકી દીધી છે, એટલું જ નહિ પણ માતા, પિતા અને બીજા ઉપકારિની પણ સેવા છોડી, એકલી શ્રી જિનેશ્વરદેવની સેવા સ્વીકારી છે, તેની પાસે દુનિયાની પ્રવૃત્તિમાં મત માગવો, એ મારા માનવા પ્રમાણે વધારે પડતો આગ્રહ છે! પહેરેલું કઢાવવાની વાત કરનાર પાસે શું પહેરવું એમ કેમ પૂછાય? ખાવા-પીવા કે પહેરવા-ઓઢવાની વાત સાધુ પાસે પૂછવી, એ નકામી છે.

સાધુનો મત કાઢવામાં છે, પહેરવામાં નથી : નહિ વાપરવામાં છે, વાપરવામાં નથી.

**પ્રશ્ન૦** સાધુને પણ કપડાં તો પહેરવાં પડે છે ને ?

**ઉત્તર૦** સાધુને કપડાં વાપરવાનાં રહે છે, એ બરાબર છે : પણ સાધુ જે કાંઈ વાપરે છે તે ક્યારે અને કેવી રીતે વાપરે છે, એ નક્કી કરવું પડશે. ગૃહસ્થ એમ પૂછે કે–' સંસારી અમે, ઘર તો જોઈએ ને ?' તો સાધુએ શું કહેવું ? જેવો પ્રશ્ન વસ્ત્રમાં પડ્યો છે, તેવો બીજે પણ પડ્યો છે. જેમ સાધુને કપડાં પણ ગૃહસ્થ પાસેથી લેવાનાં છે, તેમ બધી ચીજો ગૃહસ્થ પાસેથી લેવાની છે : ગૃહસ્થ પોતે પોતાની જાત માટે ઉપયોગમાં લેવા લાગ્યો હોય, તે એને હરકત ન આવે અને પોતાને પૂરું થઈ જાય એ રીતે સાધુ લે છે. જો તમે એમ પૂછતા હો કે–' અધિક પાપ શેમાં લાગે છે ?' તો એનો ઉત્તર સ્પષ્ટ છે. મીલાદિ યન્ત્રોથી ઉત્પન્ન થતાં વસ્ત્રોમાં અધિક પાપ દેખાય જ છે. એના હિસાબે વિચારો તો એ શિવાયનામાં ઓછું પાપ થાય છે, એમ જણાય. મીલાદિ જે યંત્રોમાં હિંસાદિનો પાર રહેતો ન હોય, એમાં અધિક પાપ છે એ ખૂલ્લું છે : બાકી સર્વથા પાપનો ત્યાગ એ ધર્મ છે, એમ કહેનાર પાપત્યાગના માર્ગે જવામાં જ ધર્મ જણાવે છે.

° °
°

અત્રે સ્ટા. ટા. ૭ વાગી જવાથી મહારાજશ્રીએ અંતિમ મંગળ સંભળાવીને વ્યાખ્યાન સમાપ્ત કર્યું હતું.

——(०)——

ઇતર ધર્મિઓને આપણે એમ કહી શકીએ છીએ કે–' તમે જે દાનાદિ કરો છો એ ઠીક છે, ધર્મને પ્રધાન અને અર્થ-કામને ગૌણ માન્યા એ ઘણું સારૂં કર્યું, પણ હજી અમે એમ કહીએ છીએ કે–અર્થ અને કામને હેય કોટિમાં મૂકો અને એક ધર્મને જ ઉપાદેય માની લો, તો અમારી સાથે તમે ઘણી જ ખૂશીથી બેસી શકો છો.

# જૈન દીક્ષા અને પત્રકારો

[ વડોદરા રાજ્ય તરફથી પ્રગટ થએલ 'સંન્યાસ દીક્ષા પ્રતિબંધક નિબંધને ટેકો આપતો એક લેખ તા. ૨૦ : ઑગસ્ટ : ૧૯૩૧ ના 'સયાજી વિજય' પત્રમાં તંત્રીસ્થાનેથી પ્રગટ થયો. આ લેખ સત્યથી વેગળો ને ગેરસમજભર્યો હોઇ, અને 'સયાજી વિજય' વડોદરામાંથી જ પ્રસિદ્ધ થતું હોઈ રાજા અને પ્રજામાં પવિત્ર 'જૈન દીક્ષા' વિષે લેદીલી ને ગેરસમજ ન ફેલાય, એ હેતુથી પાટણના ધર્માનુરાગી જૈનોની વિજ્ઞપ્તિથી પૂ. બાલબ્રહ્મચારી, સમર્થ વિદ્વાન્ વ્યાખ્યાનવાચસ્પતિ પંન્યાસપ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવરે ( પૂ. આ. શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે ) એ લેખમાંની ગેરસમજો દૂર કરતું એક જાહેર પ્રવચન પાટણમાં તા. ૨૧ ઑગસ્ટ ૧૯૩૧ ને શુક્રવારે આપ્યું હતું.

આ પ્રવચનમાં તેઓ શ્રીમદે 'પ્રજામિત્ર કેસરી' જેવાં અજ્ઞાન અને અને ધર્મદ્વેષથી દોરવાએલ હોઇ ભાગવતી જૈન દિક્ષા સ્હામે તદ્દન ખોટી ટીકા કરનારાં પત્રો માટે પણ કહેવા યોગ્ય કહ્યું હતું તેમ જ 'જૈન દીક્ષા' અંગે કરાતા આક્ષેપો પૂરવાર કરવાનું આહ્વાન પણ કર્યું હતું. આ બધું વિવેચન 'જૈન દીક્ષા' સંબંધી બહારના વાતાવરણથી દોરવાઈ ગએલાની સમક્ષ એક એવી સૃષ્ટિ ખડી કરે છે. કે જેથી વાંચકની ખોટી માન્યતાઓ લુપ્ત થાય. એ પ્રવચનનું આ સારભૂત અવતરણ છે—પ્ર૦ ]

## આસ્તિક શું સમજે?

આજે શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલી સર્વોત્તમ પ્રવ્રજ્યા સ્હામે જે જે આક્રમણો થઈ રહ્યાં છે, તે કેટલાં બધાં બનાવટી અને ઉપ

જાવી કાઢેલાં છે, તે સમજાવવા માટે અને 'જૈન દીક્ષા'ની મહત્તા કેટલી છે, તે બતાવવા માટે 'જૈન દીક્ષા' એ વિષય રાખ્યો છે. શ્રી જિનેશ્વરદેવોએ જે દીક્ષાનો ઉપદેશ આપ્યો છે, તે પોતે પોતાના જીવનમાં જીવીને, નહિ કે-કેવળ બીજાઓ માટે જ. બીજી વાત એ છે કે-એના વિના આત્મા ધારે તો પણ મુક્તિ સાધી શકે એમ નથી, તે માટે એને ઉપદેશી છે. અત્યાર સુધી જે આત્માઓએ મુક્તિ સાધી છે, તે એના જ પ્રતાપે. શ્રી જિનેશ્વરદેવોની દીક્ષા, એટલે દુનિયાભરનું ઉંચામાં ઉંચું શિક્ષણ કહીએ, તો પણ ચાલી શકે છે. જીવનને સારૂં ને સુંદર બનાવવા માટે યોગ્ય શિક્ષણ આપવું, એનું નામ જ 'જૈન દીક્ષા' છે. એની પ્રાપ્તિ તેને જ થાય છે કે-જે આત્મા યોગ્ય બની ચૂક્યો છે અગર યોગ્ય બનવા પ્રયત્ન કરે છે. આસ્તિક દુનિયા, કે જે સંસારને અનાદિ માનનાર છે, અનાદિકાળથી આત્મા રખડે છે અને કર્મને લીધે આત્માની ચડતી-પડતી થયા કરે છે એમ માને છે, તેને માટે એ પ્રશ્ન જ અસંભવિત છે કે-અમૂક આત્માને કેમ દીક્ષાની ભાવના થાય? કે દીક્ષાની ઉત્તમતા કેમ સમજી શકાય??

## શું વિચારવું છે?

જૈન દીક્ષા, એ કોઈ ભયંકર વસ્તુ નથી, એટલું જ નહિ પણ એક સારામાં સારી અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વસ્તુ છે. દુનિયાના જેટલા પાપ-વ્યાપારો છે, તેને તજવા અને સદ્‌ગુરૂઓની નિશ્રા સ્વીકારી, એમની આજ્ઞા મુજબ શક્તિ હોય તેટલા પ્રમાણમાં ઉત્તમ આચારોનું પાલન કરવું: અર્થાત્-કોઈ પણ આત્માને મનથી, વચનથી કે કાયાથી દુઃખી કરવો નહિ, કરાવવો નહિ અને કરતા હોય એને સારા માનવા નહિ: એજ રીતે અસત્ય, ચોરી, સ્ત્રીસંગ, ધનધાન્યાદિ પરિગ્રહ સેવવા નહિ, સેવરાવવા નહિ અને સેવતાને ભલા માનવા નહિ, એનું જ નામ જૈન દીક્ષા છે. હિંસા, જૂઠ, ચોરી વિષયની વાસના અને પરિગ્રહ —એ પાંચે જગતને ડૂબાડનાર, પાયમાલ કરનાર અને અધોગતિએ

પહોંચાડનાર મહા દોષો છે, એવું જગતમાં કયો બુદ્ધિમાન નહિ સ્વીકારે? એનો ત્યાગ એનું જ નામ જૈન દીક્ષા. એની સામે આક્રમણ લાવવાનું કાંઈ પ્રયોજન છે? નથી જ. તે છતાં રાજ્યો તરફથી પ્રતિબંધની વાતો થાય છે, એનું કારણ એ જ છે કે–પાપની વૃત્તિથી ભારોભાર ભરેલા આત્માઓએ આજે એ સ્વપર તારક દીક્ષા સામે ખોટું પ્રચારકાર્ય આરંભ્યું છે, નહિ તો–જૈન દીક્ષા, એ રાજ્ય તથા પ્રજા ઉભય માટે શાંતિને આપનાર છે. ખૂનીઓને રોકવા, જૂઠાઓને શિક્ષા કરવી, ચોરી કરનારાઓને પકડવા, જેની અને તેની–જે અને તે વસ્તુ લુંટનારાઓને રોકવા, એ કાર્ય રાજ્યને જે કાયદા ઘડી કરવું પડે છે, એ કામ દીક્ષાથી સ્હેજે સ્હેજે થાય છે: છતાં રાજ્ય આડે આવે છે એવું જે સાંભળીએ છીએ, તેનું કારણ શું છે તેને આપણે વિચારવું છે.

## ગેરસમજુત શાથી થાય છે?

વર્તમાનકાળમાં દુનિયાના પત્રકારો, વસ્તુસ્થિતિ સમજી સાચી જાહેરાત કરનારા હોય છે એમ મનાયું છે, પણ જ્યારે એજ પત્રકારો તંત્રીસ્થાનેથી સાચી વસ્તુના સ્વરૂપને ઉલટાવીને પણ વગર વિચાર્યે અને વગર તપાસ્યે આર્ટિકલો પ્રગટ કર્યે જાય, ત્યારે લોકો ઉન્માર્ગે જાય એમાં નવાઈ નથી. પત્રકારોને માથે મોટી જોખમદારી હોય છે. પોતાના પત્રમાં પારકે નામે પણ એક વાત પ્રગટ કરવી હોય, તો પણ તપાસ કરવી જોઈએ છે, તો પછી પોતાના હાથે, પોતાની જાતે અને પોતાના નામે એક વસ્તુ પ્રગટ કરવી હોય, ત્યારે કેટલી તપાસ કરવી જોઈએ? છતાં નથી થતી, અને લખ્યે જવાય છે, એને અંગે જ ગેરસમજુતીઓ ઉભી થતી જાય છે.

## પહેલી ગેરસમજ:

૧. 'દીક્ષાથી અનેક અનર્થો થાય છે. બાળકના હિતનો સંહાર થાય છે.'

એવી એવી વાતો પત્રોના તંત્રીસ્થાનેથી પણ પ્રગટ થાય છે, એ આશ્ચર્યની વાત છે. જૈન દીક્ષા, એવી પરમપવિત્ર ચીજ છે કે-જેની સામે કોઈથી પણ ટીકા થઈ શકે તેમ નથી. આથી એની સામે કાયદાની આવશ્યકતા નથી. જૈન દીક્ષા, ચાહે નાનો હોય, યુવાન હોય કે વૃદ્ધ હોય, કોઈને પણ અનર્થ કરનારી નથી. દીક્ષિત થયેલો તેનાથી બનશે તો ઉપકાર જ કરવાનો છે અને તે નહિ બને તો પોતાનું તો તે સુધારવાનો જ છે. જૈન દીક્ષા લેનાર, સંબંધિઓની સાથેના સ્વાર્થમય સંબંધો તોડી, લક્ષ્મી અને ઘરબારનો પરિત્યાગ કરી, કેવળજ્ઞાનિઓની આજ્ઞા મુજબ નિર્દોષ જીવન જીવવા જાય છે. એ રીતે સન્માર્ગે જનારા, બનશે તો બીજાને એ માર્ગે ચઢાવશે અને તે નહિ બને તો પોતાનું તો તેઓ જરૂર જ સુધારશે, એવો ઉત્તમ કોટિનો એ માર્ગ છે.

## શાની સ્વતંત્રતા ?

વડોદરા રાજ્યના વડોદરા તાબામાંથી નીકળનારૂં અને રાજા તથા પ્રજામાં સારૂં મોભાદાર ગણાતું હોય, એવું એક પત્ર જૈન દીક્ષા માટે જેમ-તેમ લખી દે, એથી અનર્થ થવા સંભવ છે. જૈન દીક્ષાથી ભયંકર અનર્થો થઈ ગયા હોય એવો એ પત્ર તરફથી દેખાવ કરાય છે, પરંતુ એ દેખાવ સત્યથી કેટલો વિરોધી છે, એ આપણે બતાવવું છે. એ પછી જૈનસમાજમાંથી નીકળતાં પત્રો પણ દીક્ષા માટે કેટલાં આડંબરી અને અસત્ય લખાણો પ્રગટ કરે છે, તે આપણે ક્રમસર જોઈશું. જો બુદ્ધિપૂર્વક, વિચારપૂર્વક, થોડી પણ તપાસ કરવાની દરકારપૂર્વક જૈન દીક્ષાનું સ્વરૂપ જાણવા પ્રયત્ન કરવામાં આવશે, તો સત્યના અર્થીને તો એની આડે આવવાનો વિચાર સરખોયે નહિ આવે. શ્રી જૈનશાસનમાં જે દીક્ષા અપાય છે, એની વય નક્કી કરવાની નથી પણ શાસ્ત્રે નિયત કરેલી જ છે. આઠ વર્ષથી માંડી અતિશય વૃદ્ધાવસ્થા ન આવે ત્યાં સુધી, જૈન શાસ્ત્રકારોએ દીક્ષાની

યોગ્યતા માની છે. રાજ્યે પણ સાત વર્ષના બાળકને બુદ્ધિપૂર્વક ગૂન્હો કરનાર માની, એને યોગ્ય શાસન આપવાનો કાયદો કર્યો છે. જૈન શાસ્ત્રે આઠ વર્ષથી બુદ્ધિપૂર્વક માની દીક્ષા લેવાની છૂટ આપી છે. શાસ્ત્રે જેને સગીર વય ગણી છે, તેનાં માતાપિતા કે વાલીની અનુમતિ વિના દીક્ષા આપવાની ના પાડી છે અને તે પછી સગીર વય પૂર્ણ થયા બાદ ખોટું કામ કરવા સ્વતંત્ર નહિ, પરન્તુ સારૂં કામ કરવા માટે તે આત્મા સ્વતન્ત્ર છે, એમ શાસ્ત્રે કહ્યું છે. અમે એટલી મોટી ઉંમર પછી પણ, પાપ કરવાની જૈન શાસ્ત્રે છૂટ આપી નથી. ત્યાં તો વડીલોની આજ્ઞા અને શિખામણ માનવાનું કહ્યું છે. પણ જે આત્મા ઉત્તમ કાર્ય માટે જવા ઇચ્છતા હોય, તે વડિલોની અનુમતિ મેળવવા પ્રયત્ન કરે. મળે તો અનુમતિપૂર્વક અને ન મળે તો તે વિના પણ જાય. પરંતુ અત્યારે એક જ વસ્તુ હાથ ધરવામાં આવી છે અને તે એક સગીર અને એની અટકાયત. એનાં માબાપ અને વાલી ખૂશીથી રજા આપે, તો પણ તેને દીક્ષા આપવી નહિ, એ વિચારના માણસોને આધીન થયેલા પત્રકારો એક જ વાત લખ્યા રહ્યા છે કે-'આજે સગીરની દીક્ષાથી ભયંકર અનર્થો થઈ રહ્યા છે.'

**<u>આક્ષેપો જૂઠ્ઠા છે !</u>**

વડોદરાથી તા. ૨૦ : ઑગસ્ટ : ૧૯૩૧ ના પ્રગટ થયેલા 'સયાજીવિજય' પત્રમાં આ વિષયમાં તંત્રીસ્થાનેથી એક લેખ લખાયો છે, તેના પહેલા જ ફકરામાં એમ લખ્યું છે કે–

૨. "ગુજરાતમાં તેમજ આ રાજ્યમાં છેલ્લાં આઠ દશ વર્ષથી એવા ઘણા દાખલાઓ બનતા સંભળાય છે કે-જેથી સારાં કુટુંબનાં સગીર બાળકોની કાચી અને અજ્ઞાન બુદ્ધિનો ગેરલાભ લઈ, કેટલાક ધર્મગુરૂઓ એ બાળકોને પટાવી, ફોસલાવી અને છેવટ ભગાડી માબાપ અને વાલીઓથી છાની રીતે સંસારત્યાગની દીક્ષા આપી ચેલા મુંડે છે યા સાધુ બનાવી દે છે."

આઠ-દશ વર્ષથી ઘણા દાખલાઓ બન્યા છે, એમ લખે છે અને આખા અગ્રલેખમાં એક જ દાખલો ટાંકે છે. અને એમાં પણ જે લખ્યું છે, એથી એ પૂરવાર થઈ શકતું નથી કે-પટાવી, ભગાડી, નસાડી, ફોસલાવી દીક્ષા દઈ દીધી છે. આવા ભાવવાળું આ લખાણ પહેલી જ વાર નથી, પણ પૂર્વે પણ થઈ ગયું છે. જ્યારે વારંવાર થવા માંડ્યું, તો આપણે જાહેર કરવું જ જોઈએ કે-જે લખો છો તે પૂરવાર કરો, કેમકે-આ નાનોસુનો આક્ષેપ નથી. આવા આક્ષેપ પૂરવાર થયા હોય તો સાધુઓને સજાઓ થયેલી જ હોય, પણ એવો એક પણ બનાવ બન્યો નથી. એ ઉપરથી સિદ્ધ જ છે કે-સાધુઓ ઉપરના તે આક્ષેપો તદ્દન ખોટા છે. કોની ઉપર કયી જાતિના આક્ષેપ થાય છે, એ ન સમજી શકાય એવી વાત છે. આ આક્ષેપ વ્યક્તિગત નથી, પણ દરેકે દરેક ધર્મગુરૂઓ સામે આ આક્ષેપ થઈ જાય છે. આ નભાવી લેવામાં આવે, તો બધા જ સાધુઓ લુંટારાની કોટિમાં જાય અને તો સાધુઓ માટે ઉપકાર કરવાનું ક્ષેત્ર બંધ થઈ જશે, કેમકે-એવા સાધુઓનો ઉપદેશ કેમ સંભળાય? અને એવાનો ઉપદેશ સાંભળવાથી ફાયદો પણ શું? આ ભયંકર કોટિનો આક્ષેપ એક એક ધર્મના નાયકોને માથે ભયંકર જોખમ મૂકી દે છે. વડોદરા રાજ્યમાં પ્રમાણિક ગણાતા પત્રકાર જેવા એક જોખમદાર સ્થાનેથી આ લખાય છે, માટે આનો આપણે આજે વિરોધ કરવો પડે છે.

## પૂરવાર કરો!

પહેલી વાત એ નક્કી કરવી જોઈએ કે-જૈનસમાજમાં છેલ્લાં આઠ-દશ વર્ષમાં સદ્‌ગુરૂઓના હસ્તે બાળદીક્ષિત સાધુ થયા કેટલા? વધારેમાં વધારે શોધીએ તો સગીર વયમાંથી સદ્‌ગુરૂના હસ્તે દીક્ષિત થયેલાનો છેલ્લામાં છેલ્લો આંક મારા સ્મરણ મુજબ પચીસથી વધુ તો નહિ જ નીકળી શકે. એમાંના જેટલા દીક્ષિત થયા છે, તે

બધાએ એમના વાલિઓની આજ્ઞાપૂર્વકના છે: એક પણ આજ્ઞા વિનાનો નથી. આટલા પણ આઠથી દશ વર્ષમાં આંતરે આંતરે બને છે, એની સ્હામે જે લખાય છે કે–ઘણા બને છે, તો ઘણા એમ ક્યારે દેખાય? રોજના રોજ બનતા હોય અગર ધાડાની ધાડા પડતી હોય, એવો દેખાવ કરવામાં આવે અને આની સામે કાંઇ કહેવામાં ન આવે, તો ખૂદ રાજ્યમાં પણ શી અસર થાય? જો એમ ઘણા દાખલાઓ બનતા હોય, તો વડોદરા રાજ્યની કૉર્ટમાં એવા કેટલા કેસ હોત? અને વળી 'સારાં કુટુંબનાં' લખે છે, તો એ કુટુંબના માણસો એવી રીતે દીક્ષાઓ આપી દેનારને છોડે? આપણે પૂછીએ છીએ કે–કૉર્ટમાં એવા કેટલા કેસ આવ્યા અને કેટલા સાધુઓને સજા થઈ? આમાંનું કશું જ નહિ બનવા છતાં પણ એમ લખવામાં આવે છે, તો એમ કહેવું જ પડશે કે–રાજ્ય અને એના અમલદાર વર્ગને ગેરસમજુતીમાં મૂકવા માટે ઇરાદાપૂર્વક જ આવું પ્રચારકાર્ય થાય છે. એ ન થાય એ માટે 'સયાજીવિજય' પત્રના અધિપતિને આપણે પૂછીએ છીએ કે–ગુજરાતમાં તેમજ વડોદરા રાજ્યમાં ઘણા દાખલાઓ બન્યાનું કહો છો, તો કેટલા બન્યા અને કયા ક્યા સારા કુળના છોકરાને નસાડી, ભગાડી અને ફોસલાવીને દીક્ષા આપી? કાં તો આ વાતને પૂરવાર કરી આપો કે–સગીર વયનાં બાળકોને પટાવી, ફોસલાવી અને છેવટ ભગાડી, માબાપ અને વાલિઓથી છાની રીતે દીક્ષાઓ આપવામાં આવી હોય અને એ પૂરવાર ન કરી શકો તો અમે ભારપૂર્વક કહીએ છીએ કે–આ એક જાતિની ધર્મગુરૂઓની ભયંકર બદનક્ષી છે. ધર્મગુરૂઓને ભયંકર તરીકે ચીતરવાનો આ આક્ષેપ અમૂક ઉપર નથી જતો, પણ સર્વ ઉપર જાય છે અને આનો જવાબ લેવાનો સહુનો અધિકાર છે. તેમજ આનો વ્યાજબી ઉત્તર ન આપી શકો, તો તમારો પત્રકાર તરીકેનો ધર્મ તમે ભૂલીને દુનિયાને ઉન્માર્ગે લઈ જનાર કરો છો. ત્યાર પછી એજ લેખમાં–'બાળકોને વૈરાગ્ય કેમ થાય?'–એમ

કહીને તે વાતને ઘૃણાજનક રીતિએ હસી કાઢવામાં આવે છે, પરંતુ એનો રદીઓ આપણે હમણાં નહિ આપતાં અવસર આવ્યે પ્રમાણ-પુરસ્સર બતાવીશું. હાલ તો આપણે બીજા કેવા બનાવટી આરોપો ઉપજાવી કાઢવામાં આવે છે તે જ જોઈશું. આગળ ચાલતાં એજ પત્રકાર લખે છે કે—

૩. "ધર્મના ઓઠા નીચે એ સંન્યાસ દીક્ષાનો બહોળો પ્રચાર વધવાથી ખુદ સગીરનાં વાલીઓ અને ધર્મગુરૂઓ વચ્ચે ખુલ્લા ઝગડા-મારામારી થઈ, પોલીસ અને ન્યાયની અદાલતોએ કેસ ચઢવા માંડ્યા. એટલી હદ સુધી જ્યારે એ બદી આગળ વધી ગંભીર અને અનિષ્ટ રૂપ લીધું, ત્યારે પોકાર વધતાં સગીરના રક્ષણની ખાતર સરકારે વચ્ચે પડી કાયદો કરવાની આવશ્યકતા વણાતે જણાઈ હતી અને તેથી ચોમેરથી માગણીઓ થઈ હતી."

આમાં ધર્મગુરૂઓ અને સગીરના વાલીઓ વચ્ચે ખૂલ્લા ઝઘડા અને મારામારી થઈ અને કેસો થયા, એવું જે લખવામાં આવ્યું છે, તો એવા દાખલાઓ બન્યા હોય તો એ લખનારે પૂરવાર કરી આપવા જોઈએ. વળી બદી એટલે ચેપી રોગ તરીકે દીક્ષાને સંબોધવામાં આવે છે. એણે ગંભીર રૂપ લીધું હતું એટલે પોકાર વધી ગયો અને સરકારને વચ્ચે પડવાની ચોમેરથી માગણીઓ થઈ, એમ પણ કહેવામાં આવે છે. ચોમેરની માગણીમાં એક મહાસુખભાઈ! બીજા નંબરે હોય તો અમુક ગામના યુવક સંઘ! ! ત્રીજે નંબરે હોય તો જૈનસમાજનું નામચીન જૈન છાપું ! ! ! અને બીજા કોઈ હોય તો તે પણ કોઈક જ ! ! ! !—એ ચોમેરની માગણી. પણ આ બધાએ જાહેરમાં એવી માગણી કરી હોય એવું સ્પષ્ટ તો બહાર આવ્યું હોય, એમ સ્મરણમાં નથી. છતાં ચોમેર માગણી, ભયંકર બદી, કેસો અને મારામારી, એ શબ્દો લખવા પડ્યા છે, કારણ કે—એ ન લખે તો પહેલો ફકરો કિંમતહીન થઈ જાય છે. એટલે જેવી ઈમારત બાંધવી હોય એવો પાયો ચણવો જ જોઈએ. એક પાક્ષિક

માગણી થઇ એમ લખ્યું હોત તો હજુ માની લેત, પણ ચોમેરથી માગણી થઈ એટલે સર્વપક્ષીય માગણી જેવો અર્થ થાય છે. બદી, કેસ, મારામારી,–આ બધા એટલા ભયંકર કોટિના આક્ષેપો છે કે–એને પૂરવાર કરવા બનતી તક આપવી જોઇએ અને જો આવું જ બનતું હોય ને પૂરવાર કરી દે, તો આપણે પણ કહીએ છીએ કે–એ કાયદો થાઓ, કેમકે–આ તો લુંટારૂં કામ થયું. એ આરોપો પૂરવાર થઈ જાય તો કાયદા સામે બીલ્કુલ વિરોધ છે જ નહિ. માટે આપણે એમને કહીએ છીએ કે–કાયદો કરાવવાની હોંશ હોય તો આ વસ્તુ પૂરવાર કરો.

## સગીરનું હિત બગડે છે ?

બીજી દલીલ આપે છે કે–

૪. 'સગીરના હિતની ખાતર આ કાયદાની આવશ્યકતા છે.'

આપણે પૂછીએ છીએ કે–આ માર્ગે વાલીઓ સગીરને ચઢાવતા હોય, તો એમાં સગીરનું અહિત શું થાય છે ? આજ રાજ્યમાં ફરજ્યાત કેળવણીનો કાયદો થયો છે કે–જે માબાપ પોતાના દીકરાને કેળવણી ન આપે એનો દંડ કરવો. માબાપ કે બાળકની ઇચ્છા હોય કે ન હોય, છતાં ફરજ્યાત કેળવણીનો કાયદો કરનાર રાજ્ય, ફરજ્યાત નહિ પણ મરજીયાત, બાળકની ઇચ્છા કરાવીને, યોગ્ય માબાપ સન્માર્ગે ચઢાવવાનો પ્રબંધ કરે, તો એમાં પ્રતિબંધ શું કામ ? દીક્ષા જેવી ચીજ ફરજીયાત લેવી જોઇએ, એવું તો કોઈ કહેતું નથી. પૂર્વના શુભ સંસ્કારો જાગે, કર્મોનો ક્ષયોપશમ અગર લઘુકર્મિપણું થવાથી જે બાળકને ઇચ્છા થાય અને માબાપ એને સન્માર્ગે ચઢાવવા તૈયાર થાય, તો પછી વિરોધ શો ? આ કાયદાનો અર્થ તો એ થાય કે–' સુસંસ્કાર પાડી બાલ્યકાળથી સારા માર્ગે ચઢાવનાર યોગ્ય વાલીઓના હક્ક ખૂંચવી લેવા.'–એ કયી રીતિએ યોગ્ય છે ? જે વાલીઓ પોતાના દીકરાઓને

એવું શિક્ષણ આપે છે કે-જેના પરિણામે એ એવા નિવડે કે જેઓ જેલમાં સબડે છે અગર રાજ્યને અને પ્રજાને ભયંકર જોખમ રૂપ બને છે, જેઓ દંડ આપીને પણ બાળકને શિક્ષણ નથી આપતા, પોતાનાં બાળકોને દુનિયામાં પોતપોતાના ધંધા, રિવાજ અને કુટેવો શીખવે છે, મદીરાપાનિઓ, લુંટારાઓ, ચોરો, અનીતિ અને અન્યાયખોરો, પોતપોતાના દીકરાઓને તે તે વ્યસનો શીખવી રહ્યા છે: એનું વાલીપણું ખૂંચવી લેવા માટે રાજ્ય તરફથી કાયદા કરવામાં આવ્યા છે કે? કાયદા તો ખરા તે થવા જોઇએ કે-જેટલાં જેટલાં અધમ અને દુરાચારી કુળ હોય, એટલાનાં બાળક જન્મે ત્યારથી એનું વાલીપણું ખૂંચવી લેવું જોઇએ. પણ એવાઓનું વાલીપણું તો અખંડિત રહે: એવાને તો ગૂન્હો કરે, પકડાય અને પૂરવાર થાય તો સજા અને દીક્ષા આપે એ માબાપને તો સીધી જ સજા! તે પણ કેવી? બાર માસ અથવા એક હજાર રૂપીયા દંડ, અગર તે બન્ને!! આવા એક કાયદાની આ પત્રકારે તરફદારી કરી છે, થવો જોઇએ એમ એ પત્રકાર કહે છે અને એમ થવું બહુ જરૂરી છે, એમ બધાને એ સમજાવે છે!!!

## હવે આવો સગીરના હિતની વાત ઉપર:

સગીર પાછો આવે તો શું થાય? હું એમ કહું છું કે-મોટી ઉંમરનો દીક્ષિત થયેલો ન પળે ને પાછો આવે તો શું થાય? બીજી વાત એ કે-સગીર ઘેર ચાલી આવ્યો અને તેને વારસો ન મળ્યો, એવો એક પણ કેસ કોર્ટમાં નથી. એવો એક પણ બનાવ નથી. સગીર ઉંમરના દીક્ષા લીધા પછી પડી ગયાનાં દૃષ્ટાંત પ્રાયઃ શોધ્યાં પણ જડે એમ નથી. હજુ ઉંમરલાયક પતિત થઇને ઘેર આવ્યાનાં દૃષ્ટાંતો છે, પણ સગીરનાં દષ્ટાંતો મ્હોટે ભાગે નથી. છતાં વર્ષોભરમાં એકાદ દાખલો બની જાય, એ કાંઇ દષ્ટાંત રૂપ લેવાય નહિ. અને એવા માટે તો જે બાળકો ખરાબ થઇ ગયાં

અને એનાં માબાપોએ રખડતાં મૂકી દીધાં, એના માટે રાજ્યે ક્યા કાયદા કર્યા છે? માટે સગીરના હિતને અંગે જેટલી વાતો કહેવામાં આવે છે, એ બધી ખોટી ને બનાવટી છે.

## કાયદાની જરૂર છે?

આગળ જતાં લખે છે કે–

૫. 'બ્રીટીશ ગુજરાતમાં પરદેશી અને વિધર્મી રાજસત્તા હોવાથી આવી બાબતમાં પગલાં લેતાં અચકાય તેથી તેવા કાયદા માટે આશા થોડી રહે છે, પરંતુ પ્રજાની સામાજિક, ધાર્મિક અને નૈતિક સ્થિતિ સુધારવા માટે આપણા શ્રી. મહારાજા સાહેબ એક સ્વદેશી રાજકર્તા તરિકે પોતાની પ્રજા પ્રત્યેનો પવિત્ર ધર્મ સમજતા હોઈ, આવી બાબતમાં સ્વાભાવિક રીતે જ આપણા રાજ્યે તેવો કાયદાનો મુસદ્દો ઘડીને પ્રજાની સૂચનાઓ માટે આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ કર્યો છે.'

આની સ્હામે આપણે એમ કહીએ છીએ કે–જે દિવસે રાજ્ય અને પ્રજાનો પવિત્ર ધર્મ શું છે, પ્રજાનું સામાજિક, ધાર્મિક અને નૈતિક હિત શી રીતે થઈ શકે, એ વાત રાજા અને રાજ્યાધિકારિઓ યોગ્ય ધર્મગુરૂઓ પાસે સાંભળશે, તે દિવસે રાજ્યસત્તા સારી રીતે સમજી શકશે કે–આવા એક કાયદાથી પ્રજાનું કોઈ પણ હિત સચવાતું નથી, પણ ઉલ્ટું વાસ્તવિક હિતનું ખૂન થાય છે. જેઓ યોગ્ય આત્માઓને ધર્મમાર્ગે ચઢાવનારા હોય, તેઓને આ વસ્તુ પૂરવાર કરી આપવી એ કાંઈ જ કઠણ નથી. ધર્મના પ્રમાણિક નેતાઓને પૂરેપૂરી રીતે સંભળાય, તો આવા કાયદાથી પ્રજાનું હિત કોઇ પણ રીતિએ સાચવી શકાતું નથી, એટલું જ નહિ પણ પ્રજાહિતનું ઉલ્ટું ખૂન થઈ જાય છે, એ વાત સમજાવવી સ્હેલ છે.

## વડોદરાનો કેસ:

હવે ઘણા દાખલાઓની વાતમાંથી ફક્ત એક જ દાખલો મળી

આવે છે અને તેને આ અગ્રલેખમાં જેટલી થાય તેટલી ટીકા-ટિપ્પણ પૂર્વક ટાંકવામાં આવે છે. ડભોઈનો છોકરો, છાણીમાં દીક્ષા અને વડોદરામાં કેસ. એ કેસને અંગે આપણે જેટલું જાણીએ છીએ તેટલું કહીએ છીએ. એ કેસ બન્યો તે એના વાલીઓની હૃદયપૂર્વકની ઈચ્છાથી નથી બન્યો. એ કેસ બન્યા પછી છોકરાએ કોર્ટમાં ખૂલ્લે ખૂલ્લું સૂચવ્યું કે-' મેં મારી રાજીખૂશીથી દીક્ષા લીધી છે અને સાધુઓએ મને દીક્ષા લેવા માટે કાંઈ પણ દબાણ કર્યું નથી. ' દીક્ષા લીધાના છ-બાર મહિના પહેલાંથી એ છોકરો ઉત્તમ પ્રકારનું જીવન જીવતો હતો. કુટુંબિઓને માલૂમ હતું કે-આ દીક્ષા લેવાનો છે. તે છતાં પણ પારકું શીખવેલું બોલે છે, એમ કહીને કોર્ટે એને ઘેર પાછો મોકલાવ્યો હતો. ઘેર પાછો ગયા પછી થોડો જ વખત ઘરમાં રહ્યા બાદ, વાલીઓની સમ્મતિપૂર્વક એ છોકરાએ ફરી દીક્ષા લીધી છે અને અત્યારે દીક્ષિત અવસ્થામાં મૌજૂદ છે. આ દાખલા ઉપરથી નસાડવા, ભગાડવા, ફોસલાવવા, પટાવવાનો એક પણ આરોપ વાસ્તવિક રીતિએ પૂરવાર થઈ શકે એમ નથી. છતાં આના ઉપર તો એ લેખમાં ઘણું લખી નાખ્યું છે અને કહે છે કે-

' આ બાબતમાં સગીર બાળકોને રક્ષણ આપવા ખાસ કાયદો નહિ હોવાથી, ઘણા ધર્મગુરૂઓ સામાન્ય ફોજદારી કે બીજા કાયદાઓની છટકબારીઓનો લાભ લઈ, સગીરોને ઉઠાવી, નસાડી, સાધુ બનાવી દેતા અને વૃદ્ધ માબાપોને રડાવી તેમની જીંદગી દુઃખી કરતા હતા. '

આપણે એમ પૂછીએ છીએ કે-શું રાજ્ય પાસે આવી રીતે ઉપાડી લઈ જનારનું રક્ષણ કરવા માટે કાયદાનું સાધન નથી ? એ સાધન ન હોય તો ચોટ્ટાઓ નહિ ઉપાડી જાય ? સગીરોના રક્ષણ માટે રાજ્ય પાસે જોઈએ એટલાં સાધન છે, છતાં નથી એમ માની લઈએ, તો પણ ઉઠાવી જવાનો આરોપ પૂરવાર ન કરે, ત્યાં સુધી આ કાયદાની આવશ્યકતા કોઈ રીતે ઠરી શકતી નથી.

## નવયુગ શું માગે છે ?

અત્યાર સુધી કાયદાની આવશ્યકતા સમજાવી લોકોને તેમાં સહકાર આપવાની વાત કરી. હવે એ પત્રકાર એક નવી જ વાત લખે છે–

૬. 'આ નિબંધ સંબંધમાં કેટલાક તરફથી કંઇક ગેરસમજુતી ફેલાવવાનો અને કાયદાને અમલમાં નહિં આવવા દેવાનો પ્રયત્ન કરવામાં આવે છે. એ મનોદશા હાલના વિચારસ્વાતંત્ર્ય અને પ્રગતિના નવયુગમાં ખરેખર દીલગીરી ઉપજાવે તેવી છે.'

આ યુગ સ્વાતંત્ર્ય અને પ્રગતિનો છે, તો એવા યુગમાં આ મુસદ્દા સામે વિરોધ થાય, એમાં દીલગીર થવા જેવું શું છે ? એનો વિરોધ, એ સ્વાતંત્ર્ય અને પ્રગતિને ટેકો આપે છે કે અટકાવે છે ? પણ જ્યાં એક જ ધૂન હોય કે–યુગધર્મને પ્રતિકૂળ હોય કે અનુકૂળ હોય, પણ ગમે તે ભોગે આ કાયદો પસાર થવો જ જોઇએ, ત્યાં ગમે તે શબ્દોના ઓઠા નીચે આ કાયદો યોગ્ય છે, એટલું જ પૂરવાર કરવાનું રહે છે. જો આ યુગને સ્વાતંત્ર્ય અને પ્રગતિનો માનતા હોઈએ, તો આ કાળમાં તો ઉલ્ટા એવા કાયદા થવા જોઇએ કે–સારા માર્ગે વાલીઓએ પોતાનાં બાળકોને ચઢાવવાં જ જોઇએ અને ન ચઢાવે તો રાજ્ય ખબર લેશે. આજે તે બાળકો પણ એજ માગે છે કે–અમે અમારી ઈચ્છા મુજબ કેમ ફરીએ, હરીએ કે કરીએ નહિ ? જે યુગમાં હજારો બાળકો રાજ્ય સામે જે રીતે પ્રજામાં બેદિલી ઉપજાવે એવાં ગાયનો ગાવાની છૂટ લેનારાં છે, એજ યુગમાં આત્મકલ્યાણના માર્ગે જવાની ઇચ્છા થાય એ બાળક અને એના વાલીના હૃદયની સ્વતંત્રતા ઉપર ત્રાપ મારવી છે, તો આપણે પૂછવું પડશે કે–એ સ્વતંત્રતા મ્હોંઢેથી બોલવાની છે કે હૃદયથી માનવાની પણ છે ? માટે નવયુગને પણ જો બરાબર રીતે સમજવામાં આવે, તો આ કાયદાની આવશ્યકતા નકામી ઠરે છે. પણ દુઃખની વાત તો એ છે કે–આ માર્ગ કરડો છે. દરેકે દરેક

બાળકને આ માર્ગ પર રસ નથી થતો. પૂર્વે ધર્મની આરાધના ખૂબ ખૂબ કરી હોય અથવા લઘુકર્મી હોય એવાં બાળકોને જ આ માર્ગ પ્રત્યે પ્રેમ થાય છે. આ સંયમમાર્ગ કાંઇ રહેલો નથી. હરેક આત્માને એના પર પ્રેમ નથી થતો. મોટા મોટા બુઢ્ઢાઓ પણ આ માર્ગની વાત સાંભળતાં મ્હોંઢું કટાણું કરી દે છે. પૂર્વના સુસંસ્કાર હોય તેને જ એના પ્રત્યે પ્રેમ થાય છે અને એ રીતે જેને પૂર્વના શુભ સંસ્કારોના યોગે એ ઠીક લાગે, તેની સામે આડ કરવા કટિબદ્ધ થનારને એવો પ્રતિબંધ ન કરવાને સમજાવવા કોઈ પ્રયત્ન કરતું હોય, તો તે પણ આજમી નથી તેમ કહેવું, એ કેટલું બધું બેહુદું અને સ્વાતંત્ર્ય તથા પ્રગતિનું રોધક છે, એ ખાસ વિચારણીય છે.

## કાયદાનો વિરોધ શા માટે?

હવે એ પત્રકાર એવો કાયદો ન થાય, એવી પેરવી કરનારાઓને ઉદ્દેશીને લખે છે કે–

૭. ' આ કાયદો સર્વ ધર્મ અને સંપ્રદાયો માટે લાગુ થઈ શકે, તેવા સર્વ સાધારણ સ્વરૂપનો હોવા છતાં માત્ર જૈન કોમના એક ભાગમાં આથી ભાગવતી દીક્ષા અને ધર્મગુરૂઓના હક્ક ઉપર રાજ્યનું આક્રમણ થાય છે, એવી ગેરસમજથી આ કાયદો નહિં થાય તેવી હીલચાલ શરૂ થઈ છે અને અમદાવાદમાં તો તે માટે એક સમિતિ પણ નીમાઈ છે. અમે ઇચ્છીએ છીએ કે–સમજુ અને શાણા જૈન કોમના નેતાઓ–શ્રાવકો તેમજ ધર્મગુરૂઓ આ બાબતમાં ધાર્મિક લાગણી કે હક્કનો સવાલ ઉભો કરવાની ગેરસમજ નહીં કરતાં–સગીર બાળકોના રક્ષણની પવિત્ર ફરજનો ધર્મ, નીતિ, વ્યવહાર તેમજ કાયદાની–દૃષ્ટિએ ગંભીરપણે વિચાર કરશે. '

આપણે કહીએ છીએ કે–ગંભીરપણે વિચાર કરીને જ પ્રયત્ન આરંભાયો છે. કોઇ પણ આગેવાન જરા પણ ગેરસમજથી દોરવાયેલ

નથી, કેમકે–આ કાયદાથી ધર્મગુરૂ, વાલી અને સગીર, બધાના હિત ઉપર આક્રમણ થાય છે. આ કાયદો ન હોય તો જ સગીર બાળકનું હિત જળવાઇ શકે તેમ છે અને એથી જ એનો વિરોધ વ્યાજબી છે અને તેના માટે ઉદ્યમ થાય છે અને કરીશું, એવી જાહેરાત કરીએ છીએ.

## સગીરોનું રક્ષણ કયાં હોય ?

હવે એ પત્રકાર છેલ્લે છેલ્લે કાયદાનું આખું સ્પષ્ટીકરણ કરે છે કે–

૮. 'આ પ્રતિબંધથી કોઈ પણ સગીર બાળકોને કોઈ પણ ધર્મ કે સંપ્રદાયની દીક્ષા આપી કાચી અણસમજુ વયે તેને સંસારત્યાગ કરવામાં ન આવે અને ધર્મ કે કાયદા વિરૂદ્ધના તેવા કાર્યમાં કોઈ માબાપ, વાલીઓ કે અન્ય કોઇ સાચી શ્રદ્ધા કે ખોટા સ્વાર્થથી સંમતિ યા મદદગારી ન આપી શકે તે હેતુ છે. સગીરના ભાવી હિત અને હકનું રક્ષણ કરવું તે માબાપોનીજ નહિ પણ કોમ, સમાજ અને તેથી આગળ વધી છેવટે સરકારની પણ ફરજ છે. અને તે ફરજ બજાવવા માબાપો અને સમાજનેતાઓ નિષ્ફળ જવાથી, લોકોની માગણીઓથી રાજ્યને આવો કાયદો કરવાની જરૂર જણાઈ છે. તેમાં કોઇનાં ધર્મનીતિ કે સામાજિક હક્કો ઉપર ત્રાપ મારવાનો કે આક્રમણ કરવાનો સરકારનો હેતુ નથી–હોઇ શકે નહિ. આમાં માત્ર સગીરોનું રક્ષણ, એ એક જ હેતુ છે અને તેમ કરવું તે રાજ્યની પવિત્ર ફરજ છે.'

અમે એની સામે એમ કહીએ છીએ કે–'તમે બાળક અહિત થાય એવા માર્ગે ચઢી જાય, ખરાબ ચાલે ચઢી જાય, એનાથી એનું રક્ષણ કરવું.'–આવું જો સાચા દીલથી જ માનતા હો, તો રાજ્ય પાસે એવી અરજી ગુજારો કે–'ભયંકર પાપાચરણમાં ઉછેરી રહેલા વાલીઓ પાસેથી વાલીપણું પડાવી લો.'–પણ એ નથી થતું અને આ થાય

છે, એથી એક જ વાત સિદ્ધ છે કે–સમાજમાં અનીતિ, અન્યાય કે ત્રાસ ફેલાવે એની દરકાર નથી: માત્ર એક જ દરકાર છે કે–કોઈ પણ બાળક દીક્ષિત ન થાય. તમને એની જ પડી છે. આજે જેલો ભરેલી રહે છે, પોલીસને રાત–દહાડો ઉઘાડો પહેરો ભરવો પડે છે, એ છોકરા આકાશમાંથી પડેલા છે કે કોઈ પણ વાલીના હાથ નીચે ઉછરેલા છે? એ વાલી ખોટા હતા માટે જ ને! એવા વાલીઓને બધી છૂટ? દીક્ષા અપાવનાર ઉપર કે દીક્ષા લેનાર બાળક ઉપર એવી જાતિનો કોઈ આરોપ નથી કે–તે ભયંકર પાપ કરી રહ્યો હોય, છતાં એની સામે કાયદા કરવા મન થાય છે, તો અનાડી લોકો માટે કાયદા કરવાનું મન કેમ ન થયું? જેને ખોટું શિક્ષણ આપી ખોટે માર્ગે લઈ જવાય છે, તેની સામે કાયદા કરવાની જરૂર ન જણાઈ? જેના દીકરા ચોરી કરશે, ખોટું આચરણ આચરશે, તેની સજા તેનાં મા-બાપને થશે, એવો કાયદો કરાવી શકતા હો તો કરાવો કે જેથી જગતની શાંતિમાં કાંઈક વધારો થાય.

ધર્મગુરૂઓ અને યુગધર્મ:

હવે છેલ્લે બધા ધર્મગુરૂઓને સલાહ આપે છે.

૯. "ધર્મગુરૂઓ પણ યુગધર્મ સમજી પોતાના અનુયાયિઓને સાચે માર્ગ દોરશે અને દરેક ધર્મનાં સાધુમંડળ અને આચાર્યો પણ આ કાયદાને ટેકો આપી સગીરોને સંન્યાસ દીક્ષા નહિ આપવાના ઠરાવો કરી, ધર્માચાર્ય તરીકે ધર્મ અને સમાજ તરફ પોતાની ફરજ બજાવશે."

ધર્મગુરૂઓને યુગધર્મની સલાહ આપતાં, પોતે યુગધર્મમાં માને છે કે કેમ, તેની જ અમને શંકા થાય છે. આજનો યુગધર્મ તો કહે છે કે–દરેકે પોતાના વ્યાજબી હક્કો જાળવવા પ્રયત્ન કરવો જોઈએ, ત્યારે ધર્મગુરૂઓ અને યોગ્ય વાલીઓના વ્યાજબી હકકો આ જ છે કે–કુમળી વયનાં બાળકોમાં ખોટી વાસના પડે તે પહેલાં સારી

જગ્યાએ મૂકી દેવાં તથા ઉત્તમ સંસ્કારોથી સંસ્કારિત થયેલાં સગીર બાળકોનો એ જ વ્યાજબી હક્ક છે કે-ઉત્તમ સ્થાનમાં મૂકાઈ જવું, કારણ કે-મોટી ઉંમરે વિષયવાસનાના કુસંસ્કારોથી સંસ્કારિત થયા પછી ધર્મમાર્ગે ચઢાવવા કઠિન છે અને ચઢ્યા પછી સાચવવા કઠિન છે. આથી ધર્મીકુટુંબમાં જન્મેલાં બાળકોને તેમનામાં કુસંસ્કારો આવે એ પહેલાં, એમના વડિલો એમને સારા માર્ગે લઈ જાય, જેથી તેઓ નીતિસંપન્ન બને, સાચા જ્ઞાની બને અને જગતના સહવાસમાં આવતા અનેક યોગ્ય આત્માઓને શુદ્ધ નીતિસંપન્ન બનાવી શકે. સયાજીવિજયના તંત્રી જો યુગધર્મ શીખવતા હોય, તો તેમને કહી દેવું જોઈએ કે-અમારો યુગધર્મ તમે કહો છો તેથી એટલે એવા હિતવિરૂદ્ધના કાયદાઓ કરાવવાથી વિરૂદ્ધનો છે, આજે કહેવાય છે કે-દેશના હિતને હાનિ પહોંચે તેવી કેળવણી લેવી એ પણ પાપ છે, તો અમે પણ કહીએ છીએ કે-દીક્ષાની પવિત્ર ભાવનાને હાનિ પહોંચાડે એવા સંસર્ગમાં રહેવું, એ પણ પાપ છે. બાળકોને એવા સંસર્ગમાં રાખવાં, એ માબાપને શિર પણ પાપ છે, કારણ કે-તેઓ એટલી બાળક પ્રત્યેની પોતાની ફરજ ભૂલે છે. આમારો યુગધર્મ તો અત્યારે આ છે. આજની પ્રવૃત્તિ કહે છે કે-'ઉંમર યોગ્ય થયા પછી માબાપને કહી દેવું કે--અમારી આ ઇચ્છા છે, સમજે તો ઠીક નહિ તો છોડી દેવાં અને કુટુંબ કે ઘરની દેશહિતની આગળ ચિંતા કરવી એ પણ પાપ છે.' એવા ઘણા દાખલાઓ બન્યા છે. એ યુગધર્મ અમારી પાસે બતાવવો હોય, તો અમે આ ઠરાવને ટેકો શી રીતે આપી શકીએ? યુગધર્મની સલાહ આપીને તો તમે અમને ટેકો આપવાનું નથી કહેતા, પણ એ કાયદાની સામે થવાનું કહો છો! આજનો યુગ તો કહે છે કે-ઘરની બાબતમાં રાજ્યને વચમાં ન લાવો, સમાજની બાબત સમાજને સમજી લેવા દો અને ધર્મની બાબત ધર્માત્માઓને જ સમજી લેવા દો. માટે યુગધર્મની વાત કોઈ પણ રીતે તમારી સલાહને બંધબેસતી નથી. આ લખાણ તમે તમારી

પોતાની બુદ્ધિથી લખ્યું હોય, તો તેને પૂરવાર કરવાની તમારી પવિત્ર ફરજ છે અને પૂરવાર ન કરી શકતા હો તો જાહેરમાં તે લખાણ પાછું ખેંચી લેવું જોઈએ. અને તેમ કરીને પત્રકાર તરીકેના તમારા ન્યાયિપણાની પ્રતીતિ તમારે કરાવવી જ જોઈએ. 'સગીરના વાલીઓ અને ધર્મગુરૂઓ વચ્ચે ખૂલ્લા ઝઘડા—મારામારી થઈ, પોલીસ અને ન્યાયની અદાલતોએ કેસો ચઢવા માંડયા' આવી આવી જે વસ્તુઓ આજ દિન સુધી બની નથી, તેને બની એમ લખવામાં આવ્યું છે અને એથી ધર્મસંપ્રદાયોના નાયકો ઉપર ભયંકર જાતિનો આક્ષેપ કર્યો છે. એકે એક ધર્મસંપ્રદાયના સાચા ધર્મનિષ્ઠ આગેવાનો જરૂર એ આક્ષેપની ખબર લેવા પ્રયત્ન કરશે. કોઈ પણ સંપ્રદાય બાલ-બ્રહ્મચર્ય કે એવી જ જાતિના યોગ્યપણાનો ઈન્કાર કરતા નથી.

**ઉપસંહાર:**

આ તો પર પત્રકારની વાત કરી, પણ આપણા ઘરનાં એટલે જૈન સમાજનાં પેટભરાં પત્રો તો એથી પણ આગળ વધે છે. હું જાણું છું ત્યાં સુધી આ પત્રકાર તો જૈન નથી પણ ઈતર છે, એટલે એ તો જેટલું સુણ્યું-સાંભળ્યું હોય તે ઉપર મદાર બાંધીને પણ લખવા પ્રેરાય અગર રાજ્ય તરફથી કાયદાનો મુસદ્દો બહાર પડયો, તો એના હિતનું જ લખવું, એમ માનીને પણ લખ્યું હોય, તે છતાં લખેલી વાત અસત્ય હોય તો રાજ્યને પણ ખોટી સલાહ આપનાર તરીકે પૂરવાર થાય. એટલું જ નહિ પણ જે વખતે મુસદ્દો બહાર પડે છે તે વખતે ખોટી-ભળતી વાતો ન લખી શકાય. જે વખતે રાજ્યે સઘળાઓ પાસેથી અભિપ્રાયો માંગ્યા છે, તે વખતે આ રીતે અભિપ્રાય એક પત્રકારે લખી દેવો, એ બહુ અન્યાય છે. હજુ પણ દરેકે દરેક પ્રમાણિક ગણાતા પત્રકારોને મારી ભલામણ છે કે—પેટભરાં પેપરો જેમ ફાવે તેમ લખી નાખે છે, એની વાત બાજુ પર મૂકી છે, કારણ કે—એમને તો ગમે તે રીતે પેટ ભરવું છે. એવા-

ઓની તો એ માન્યતા હોય છે કે– જેલ નહિ મળે ત્યાં સુધી સાચું–ખોટું છાપીને પેટ ભરીશું અને સજા થઇ તો જેલમાં ભરીશું. વળી પેપરવાળો થયો એટલે એને આસાન કેદ મળે એ સામાન્ય કાયદો છે, માટે એવાની વાત જવા દો. પરંતુ મોટા, ડાહ્યા અને નામાંકિત પત્રકારની એ ફરજ નથી. જૈનદીક્ષા જેવા મહાન પ્રશ્ન પર અમે એવા તદ્દન ખોટી તથા અર્ધસત્ય હકીકતોથી ભરેલા અને રાજા તથા પ્રજાને ખોટે રસ્તે દોરનારા લેખો ન લખો. ધર્મગુરૂઓને મળો, પૂરતી તપાસ કરો અને પછી લખો. 'પ્રજામિત્ર' પત્રકારે પણ દીક્ષાને મોટા દૈત્ય કહ્યો છે. અને સાધુઓને ગુંડા વિગેરે તરીકે ઓળખાવ્યા છે. આમ લગામ વિનાનું લખવાની પદ્ધતિ થઈ પડી છે અને એવાઓને કોઈ પૂછે કે–'તમે શાથી આમ લખો છો?' તો તેના સીધા ઉત્તર પણ નહિ આપે. સાંભળશે જ નહિ. આવી રીતિના પત્રકાર સમાજને શ્રાપ રૂપ છે. ધર્મની બાબતમાં દુનિયાને આડે રસ્તે દોરે છે. ઇતર લોકો આથી ભ્રાંતિમાં પડે છે. જેટલા એવા પત્રકારો દીક્ષા આદિ ધાર્મિક વિષયમાં આર્ટિકલ લખે છે, તે કોઈની શીખવણીથી, દોરવણીથી અગર પારકી સલાહોથી લખે છે, એમ કહેવું જ પડશે. કોઈ પણ જાતિની પાકી બાતમી મેળવ્યા વિના મનસ્વી રીતે જેમનાં તેમ–ખોટા આક્ષેપભર્યા લખાણો કર્યા કરે છે, માટે એવાં લખાણોથી સમાજે ચેતતા રહેવું જોઈએ.

સયાજીવિજય અને હિંદુસ્તાન વિગેરે પત્રો પર આજે હું આરોપ મૂકું છું કે–એ લોકો દીક્ષા સંબંધી આર્ટિકલો અને લેખો તંત્રીસ્થાનેથી લખે છે, તે પારકાની શીખવણીથી, પારકાની સલાહથી, તપાસ કર્યા વિના, મનમાં આવ્યું તેમ લખે છે અને એથી જૈન દીક્ષા જેવા પવિત્ર પંથને વગોવી રહ્યા છે અને પવિત્ર જીવન જીવતા જૈન સાધુઓને નિંદી રહ્યા છે. આ વાત આપણે એટલા જ માટે જાહેર કરીએ છીએ કે–વડોદરા રાજ્યના ન્યાયી અધિકારીઓ ઉપર એવા લેખોથી ખોટી અસર થાય નહિ. દીક્ષાને દૈત્ય કહેનો અગર

બદી કહેવી, એ બધા આક્ષેપ બનાવટી, સત્યથી વેગળા અને સાબીત ન થઇ શકે તેવા છે. જો તેઓમાં પોતાની વાત પૂરવાર કરી આપવાની હામ હોય, તો ખૂશીથી પૂરવાર કરી આપે. અપવાદ દરેક જગ્યાએ હોય છે. દીક્ષિત થનારમાં એકાદ–બે ટકા એવા પણ નીકળી જાય, પણ સગીરોને ઉડાવી, પટાવી, ફોસલાવી અને છેવટ ભગાડી અનુમતિ વિના મુંડી લેવામાં આવે છે, એ વાત તદ્દન જુદ્દી, બનાવટી અને દીક્ષાને નિંદવાના દુષ્ટ ઇરાદે ઉપજાવી કાઢવામાં આવી છે.

બીજી વાત એ છે કે—જૈન દીક્ષા જેવા પવિત્ર માર્ગમાં દીક્ષિત થયા પછી બાળક કે મોટા કોઈ ઉપર જુલમ ગુજારાતો જ નથી. ધર્મ એ શક્તિ મુજબ કરવાનો છે: ઇચ્છાથી કરવાનો છે: એના માટે બળજબરી છે નહિ અને વપરાતી પણ નથી. સગીર વયમાંથી પતિત થનારા કોઈ અપવાદ શિવાય નીકળી શકે એમ નથી. મોટી ઉંમરમાંથી પડવાનો સંભવ વધુ છે અને પડે પણ છે. પરન્તુ જેટલો ચોંઘાટ થાય છે તેવા તો નહિ જ. એમ તો શાહુકાર બજારોમાંથી પણ બારે મહિને બે–પાંચ દેવાળું કાઢનાર નીકળે છે. તેથી કાંઈ બજારો બંધ થયાં નથી. આવી વાતોને આગળ કરીને ધર્મી લોકોના વ્યાજબી હક્કો પર ત્રાપ મારવી, તે ભયંકર પાપાચરણ છે. હજુ ઘણી વાત દીક્ષા સંબંધી કહેવાની બાકી રહે છે, તે અવસરે જોઇશું.

---

## વચનામૃતો–

જે પાપો અટકાવવાને માટે કાયદા કરવા પડે છે, તેની પણ અટકાયત દીક્ષાથી વિના કાયદે થઇ જાય છે.

*

વસ્તી વધારવા જતાં સિદ્ધાંત તૂટી જાય, એ કદી જ ન નિભાવાય.

*

# સંન્યાસ દીક્ષા પ્રતિબંધક નિબંધ

[ વડોદરા રાજ્યે પ્રસિદ્ધ કરેલા 'સંન્યાસ દીક્ષા પ્રતિબંધક નિબંધ'નો સ્થળે સ્થળે જૈન સંઘોએ સર્વાનુમતે વિરોધ કર્યો હતો. એજ રીતે પાટણના ધર્માનુરાગી શ્રી સંઘના આગેવાનોએ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વિધ શ્રી સંઘની જાહેર સભા, તા. ૧ : ૯ : ૧૯૩૧ ને દિને પૂજ્યપાદ શાન્તમૂર્તિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયમેઘસૂરીશ્વરજી મહારાજાના અધ્યક્ષપણામાં મળી હતી. આ નિબંધ જૈનોના ધાર્મિક છુટાપણાને લુંટનારો અને જૈન ધર્મના મૂળભૂત તત્ત્વોનો વિરોધી હોઈને, ચતુર્વિધ શ્રી સંઘની આ સભાએ તેનો વિરોધ દર્શાવતો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો. આ સભામાં, પૂજ્યપાદ બાલબ્રહ્મચારી, સમર્થ વિદ્વાન્, વ્યાખ્યાન-વાચસ્પતિ પંન્યાસપ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવરે ( પૂ આ. શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે ) આ નિબંધનો અમલ કેટલો અનિષ્ટકારક છે, એ દર્શાવતું એક મુદ્દાસરનું પ્રવચન કર્યું હતું. તેઓ શ્રીમદે ફરમાવ્યું હતું કે—આવો કાયદો બીનજરૂરી છે, ખોટી દોરવણીનું પરિણામ માત્ર છે, બાદ્ દીક્ષાની પદ્ધતિ શોચનીય કે અનર્થકારી નથી, તેમજ જે ઉદ્દેશથી એ નિબંધ બહાર પાડવામાં આવ્યો છે તે ઉદ્દેશને સાધક નથી પણ બાધક છે.—પ્ર૦]

## નિબંધની ઉત્પત્તિ :

વડોદરા રાજયના ન્યાયમંત્રી વિષ્ણુ કૃષ્ણરાવ ધુરંધર તરફથી દરેકના અભિપ્રાયો જાણવા માટે, આ 'સંન્યાસ દીક્ષા પ્રતિબંધક નિબંધનો મુસદ્દો' તા. ૩૦ જુલાઈને દિને જાહેરમાં મૂકયો છે. આ

મુસદ્દો જણાવવામાં આવે છે કે–વિચાર કર્યા પછી જાહેરમાં મૂકયો છે, કારણ કે–તા. ૧૯ : ૧૨ : '૨૯ ની ધારાસભાની બેઠકમાં લલ્લુભાઈ કીશોરદાસ તરફથી એક ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો. તે ઠરાવ આ હતો:—

"નાહની ઉમરમાં માણસોને દીક્ષા આપી ત્યાગી બનાવવામાં 'આવે છે. તેથી કુમળી વયનાં અને કાચી બુદ્ધિનાં માણસો સમજ 'વગર દીક્ષા લે છે અને ત્યાગી બને છે. તેથી ઘણા પ્રસંગે અનર્થ 'થાય છે. માટે જેની ઉંમરનાં ૨૧ વર્ષ પૂરાં થયાં ન હોય તેવા 'કોઈ પણ માણસ, સ્ત્રી અગર પુરૂષને સંસારત્યાગની દીક્ષા આપી 'શકાય નહીં તથા જેની ઉંમરનાં ૨૧ વર્ષ પૂરાં થયાં હોય પણ '૩૦ વર્ષ પૂરાં ન થયાં હોય તેવા માણસને પ્રાંત ફોજદારી 'ન્યાયાધીશની પરવાનગી મેળવ્યા શિવાય સંસારત્યાગ કરવાની 'દીક્ષા આપી શકાય નહીં એવું ધોરણ ઠરાવવા આ ધારાસભા 'શ્રીમંત સરકારને વિનંતિ કરે છે."

## રામચંદ્ર જે. અમીનનો વિરોધ:

આ ઠરાવના સંબધમાં તે ધારાસભાની બેઠકના અધ્યક્ષસ્થાનેથી એવો ખુલાસો થયો હતો કે:—

"આ બાબતમાં તપાસ કરી આવા કાયદેસર અંકુશની જરૂર 'છે કે કેમ, તેનો વિચાર કરવામાં આવશે."

*

ધારાસભાની બેઠકમાં પહેલી જ વાર જ્યારે આવા પ્રકારનો ઠરાવ મૂકાવાની જાહેરાત થઈ હતી, ત્યારે તેનો અનેક કારણોસર યોગ્ય વિરોધ કરવાને માટે, તે જ ધારાસભાના એક સભાસદ રામચંદ્ર જે. અમીને એક મુદ્દાસરનું લખાણ તૈયાર કરીને ત્યાં વ્હેંચ્યું હતું, કે જે આવા ઠરાવને બીનજરૂરી તરીકે, રાજ્યના ને પ્રજાના હિતનાશક તરીકે તથા ધર્મમાં અયોગ્ય ડખલગીરી કરનાર તરીકે પૂરવાર કરે છે. આ રહ્યું તે :—

"રા. લલ્લુભાઈ કીશોરદાસે જે ઠરાવ મૂક્યો છે, તે સામે
'હું ઘણાં કારણોથી થાઉં છું."

"પ્રથમ તો તે ઠરાવ નકામો છે. વાલીની સંમતિ શિવાય જે જે
'સગીરોની સાધુજીવનની દીક્ષા આપવામાં આવે છે, તેને પહોંચી
'વળવા સારૂ કાયદાના હાથ જોઈએ તેટલા લાંબા છે. દીક્ષા આપવા
'સારૂ જો કોઈ સગીરનું હરણ કરી જાય, તો તેમને શિક્ષા કરવા
'સારૂ ફોજદારી કાયદાના કાનુન પૂરતા છે. જે કોઈ શખ્સ સગીરના
'વાલીની સંમતિ શિવાય સગીરને લલચાવે અને ખસેડે, તો તે
'મનુષ્યહરણ ગુન્હાનો આરોપી થાય છે. તેમાં ગુન્હેગારનો આરોપ
'જોવાતો નથી અને કોઇ પણ સખ્સ બળ વાપરીને અગર ઠગાઈના
'સાધનથી બીજા સખ્સને એક સ્થાનથી બીજા સ્થાનમાં જવાને
'લલચાવે, તો તે મનુષ્યહરણ કરે છે. જો વાલી આ દુનિયાદારીના
'કામમાં સગીરનો સારામાં સારો હિતચિંતક હોય, તો તે જ ભાવ
'સગીરના ધાર્મિક કાર્યમાં શા માટે તેની પાસેથી લઈ લેવો? જે
'વાલી અધ્યાત્મિક હિત માટે સગીરનું અર્પણ કરવાની સંમતિ
'આપે છે, તે તેનું મોટામાં મોટું હિત સાધે છે, કારણ કે-આવા
'આવા અર્પણથી તેના આત્માની મુક્તિ થાય છે, કે જે મુક્તિને
'માટે માનવજીવન સેંકડો યુગોથી તલસે છે. જે લોકો સગીર છે,
'તેમની બાબતમાં ધારાશાસ્ત્રીઓ એવું અનુમાન કરે છે કે-તેમના
'હિત મુજબ વર્તવાને તેઓ શક્તિવાન છે. અને જ્યારે સાંસારિક
'બાબતોમાં તેમના સામે કાંઈ પ્રતિરોધ કરવામાં આવતો નથી, તો
'નૈતિક અને ધાર્મિક કાર્યોમાં તેમના ઉપર શા માટે પ્રતિરોધ
'મૂકવો? તેનું કાંઇ કારણ નથી. લાયક ઉંમરના માણસની ઇચ્છામાં
'આવે, તો સારામાં સારો ખજાનો અને મિલ્કત આપી દે. સાંસા-
'રિક બાબતમાં સરકાર તરફથી કાંઇ પણ દરમ્યાનગીરી અગર ડખલ
'શિવાય પણ તેની તમામ મિલ્કત અને સર્વસ્વનો ભોગ આપી
'શકે, તો પછી તેના ધાર્મિક વર્તનમાં અટકાવ કરવાનું કાંઇ

'વ્યાજબી કારણ નથી. જો કોઇ સખ્સ માલમીલ્કતનો ત્યાગ કરી
'પવિત્ર ત્યાગનું જીવન સ્વીકારે અને જનસમાજ અને પરમાત્માની
'સેવા ગ્રહણ કરે, તો પછી તેની વિવેકબુદ્ધિ ઉપર પ્રતિરોધ કરવાનું
'કાંઈ પણ કારણ નથી. ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ અગર સબ ડીવીઝનલ
'માજીસ્ટ્રેટ પણ વિદ્વાન અને બહુશ્રુત હોય, પણ જૈનોના પવિત્ર
'વર્ગમાં દીક્ષા લેવા ઇચ્છનાર સખ્સના દૃષ્ટિબિંદુથી દીક્ષાના સવાલનો
'નિર્ણય કરવામાં તે કેવળ અસમર્થ પણ હોય. પાશ્ચાત્ય ભૂમિએ
'પૂર્વમાં ઘણી બાબતોમાં પ્રવેશ કરેલો છે, પરંતુ હિંદના આધ્યા-
'ત્મિક વિકાસક્રમમાં પાશ્ચાત્ય ભાવોને કદિ પણ પ્રધાનપદ આપવાનું
'નથી. આ ઠરાવમાં પ્રાંત ન્યાયાધીશની મંજુરી મેળવવાનું લખ્યું
'છે, તેનાથી ધાર્મિક બાબતમાં જે સ્વતંત્રતાપણું છે અને જેની
'ભારે મોટી ગણના કરવામાં આવે છે, તેનો ધ્વંશ થાય છે. અને
'હું આપને નમ્રતાપૂર્વક જણાવું છું કે—જે માણસ લાયક ઉંમરે
'પહોંચ્યો છે, તેના ઉપર આવા પ્રતિરોધની શરત નાંખવી તે
'બીલકુલ અનુચિત છે."

"'હવે બીજી રીતે જોતાં, આ ઠરાવથી જૈનોની ધાર્મિક સ્વ-
'તંત્રતા ઉપર મોટો હુમલો થાય છે. ત્યાગાશ્રમના પવિત્ર માર્ગમાં
'હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રીસ્તીઓની દીક્ષામાં કોઈ પણ
'કાયદો અગર કાનુન હોય તે મારી જાણમાં નથી, તો જ્યારે હિન્દુ
'કોમ પોતાની ધાર્મિક પ્રવૃત્તિમાં સ્વતંત્ર છે, તો તેમાંથી જૈનોને
'શા માટે ચુંટી પ્રતિરોધ કરવો જોઈએ?"

"'હવે ત્રીજી રીતે જોતાં આ ઠરાવથી જે પ્રગતિશીલ સરકાર
'તરફથી ધાર્મિક કાર્યોમાં દરમ્યાનગીરી નહિ કરવાનો સિદ્ધાંત કર્યો
'છે, તેમાં મોટો ભંગ થાય છે. જૈનોનું આધ્યાત્મિક કલ્યાણ શેમાં
'છે, તેનો વિચાર કરવાને જૈનો જ સારામાં સારા વિચારક છે,
'અને કાઉન્સીલ જૈનોની ધાર્મિક બાબતમાં વચમાં પડે અને કાયદા
'કાનુન ઘડે, તો તે જૈનોની મર્યાદાનો ભંગ કરે છે. જે સેંકડો

'વર્ષથી ધાર્મિક કાર્યમાં તટસ્થતા અને દરમ્યાનગીરી નહિ કરવાની
'પ્રથા ચાલતી આવે છે, તેમાં જો ભંગ કરવામાં આવે, તો લોકના
'મગજ ઉપર સરકાર સામે વૈમનસ્ય ઉત્પન્ન થાય અને તેમની
'લાગણી ઉશ્કેરાય. અને જો સરકાર એમ ધારતી હોય કે-ધાર્મિક
'બાબતોમાં આવા ઠરાવ કરવાથી અને લોકોની ધાર્મિક સ્વતંત્રતા
'ઉપર ત્રાપ મારવાથી તેને લાભ થશે, તો તેના ધારવા કરતાં તેને
'હાનિ વિશેષ છે. મનની અને વિચારની સ્વતંત્રતાને તોડી પાડવાને
'બદલે તેને વિશેષ છૂટ આપવી જોઇએ."

"હવે ચોથી રીતે જોતાં, મનુષ્યના જીવનનો અંતિમ હેતુ
'જડ વસ્તુ પ્રાપ્ત કરવી, અગર ધન, દોલત, વિદ્યા, વિજ્ઞાન પ્રાપ્ત
'કરવું તે નથી-પરંતુ આધ્યાત્મિક પ્રગતિમાં જે ખરૂં સુખ છે, તે
'તેનું પરમ કર્ત્તવ્ય અને અંતિમ આદર્શ છે. તેથી કોઈ પણ
'સંખ્સના આધ્યાત્મિક ઉન્નતિના કાર્યમાં પ્રતિરોધ કરવો જોઇએ નહિ.
'આત્મા ઉપર માયાએ ઘણું અને નહિ ઇચ્છવાયોગ્ય આરોહણ
'કર્યું છે. હવે તો તે માર્ગમાંથી અટકવાનો સમય છે. આધ્યા-
'ત્મિક નિર્વાણની પ્રાપ્તિ માટે ઐહિક સુખોનો ભોગ આપવાથી
'ઉન્નતિ સધાય છે. ઐહિક સુખો નાશવંત છે અને પારમાર્થિક
'સુખ ચિરકાળ ટકે તેવું અને સ્થાયી છે. સાંસારિક સુખ
'આત્માની મુક્તિના સાધનમાં અંતરાય રૂપ છે અને આધ્યાત્મિક
'જીવન તે ગતિમાં વિશેષ બળ આપી પરમગતિને પ્રાપ્ત કરાવે
'છે, તેથી પાશ્ચાત્ય ભાવોને મગજમાંથી કાઢી નાખવા કાઉન્સી-
'લને હું વિનંતિ કરૂં છું અને પૂર્વની સંસ્કૃતિના ભાવ ગ્રહણ
'કરી જે આર્યભૂમિએ અદ્યાપિ પર્યંત નામના કરી છે, તેને
'કર્ત્તવ્યતાના માર્ગે અન્ય દેશોને અનુકરણીય બને તેવી જ્યોતિરૂપ
'તેને બનાવો."

"હવે પાંચમી રીતે જોતાં, આ ઠરાવ દુનિઆની પ્રગતિમાં
'પણ એક અંતરાય રૂપ છે. જે મહાપુરૂષો થઈ ગયા છે, તેઓ

'તેમના દુધીયા દાંતમાંથી જ સાધુ થયા છે, પરન્તુ મોટી ઉંમરે
'તેમણે સંસારત્યાગ કર્યો નથી. જે વખતે સાંસારિક જીવનની
'કલુષિતતાથી જ મગજ મુક્ત હોય છે, તે વખતે નાનપણથી જ
'દીક્ષા લઇને ધાર્મિક ગુરૂઓનો પ્રાદુર્ભાવ થયો છે. જીવનના
'ક્લેશથી જેમનું મન દગ્ધ થયું નથી અને નિર્દોષ છે, ત્યાંથી જ
'ધર્મભાવના જાગૃત' થાય છે. આ કાઉન્સીલમાં જે ઠરાવ છે, તે
'જો અમલમાં આવીને પ્રતિરોધ કરવામાં આવ્યો હોત, તો દુનિયાના
'મહાન્ ગુરૂઓ જગતને મળ્યા ન હોત."

"'હવે છઠ્ઠી રીતે જોતાં, આ ઠરાવની હિંદમાં કોઈ જોડી
'અગર દાખલો નથી. બ્રિટીશ હિંદ અગર નેટીવ સ્ટેટમાં કોઈ
'પણ ભાગમાં ધાર્મિક માન્યતા અને કાર્યની સ્વતંત્રતામાં અટકાવ
'કરનાર આવો કોઈ પણ ઠરાવ નથી. તો આવી ધાર્મિક સ્વતંત્રતાને
'બેડીથી જકડી લેવા વડોદરા સ્ટેટને પહેલ કરવાનું કાંઈ કારણ
'નથી. આ ઠરાવથી એક વડોદરા રાજ્યની નહિ, પણ સમગ્ર
'હિંદની જૈન કોમમાં વૈમનસ્યની લાગણી ઉત્પન્ન થશે, તેના વડે
'વડોદરા રાજ્યની સુન્દર કીર્તિને ધોઈ નાંખી કલંકિત કરવાનું
'કાંઇ પણ કારણ નથી. આવા ઠરાવથી મનુષ્યની કૃત્રિમ સ્વતં-
'ત્રતા છીનવી લેવામાં આવે, તેમાંથી સ્ટેટની કીર્તિને શા માટે
'જોખમમાં નાખવી અને કલંકિત કરવી ?"

"'હવે સાતમી બાબતમાં જોતાં, એક ધર્મમાંથી બીજા ધર્મમાં
'જતાં સ્ટેટે કાંઇ જાતનો અટકાવ કરેલો નથી. હિન્દુ તે ખ્રિસ્તિ અને
'ખ્રિસ્તિ તે હિંદુ થઈ શકે છે, તેવી રીતે મુસલમાન પણ થાય.
'આવી રીતે થવાથી ધર્મનો સમૂલે ફેરફાર થાય છે, છતાં પણ
'કાંઇ અટકાવ થતો નથી, તો પછી એક સખ્સને તેના ધર્મમાં
'શા માટે પૂર્ણ છૂટ ન આપવી ? જૈન સાધુ તરીકેની દીક્ષા તે
'સાંસારિક ઉપાધિમાંથી મુક્તિ છે અને તે ત્યાગ અને આત્મ-
'ભોગનું જીવન છે અને તે મુક્તિપદને માટે છે. મનુષ્યજીવનને

'પાપવાસનામાંથી મુક્ત કરી, સેવાભાવ અને આત્મસમર્પણનું જીવન 'છે. પોતાની વાસનામાં રચ્યાપચ્યા રહેલા માણસો જોઈએ છીએ 'કે પરમાત્માની અને જનસમાજની સેવાભાવનાવાળા પવિત્ર પુરૂષો 'જોઇએ છીએ? આધ્યાત્મિક જીવનથીજ અને ઉન્નત ઉપચારથીજ '(એકલા વિચાર નહિ, પણ આચારથીજ) મનુષ્યોનું ઉંચ કલ્યાણ 'સધાય છે. આપણી પાસે પોતાના એકલા જીવનું કલ્યાણ ઇચ્છ- 'નાર આત્મત્યાગી, સર્વસ્વનો ભોગ આપનાર સાધુપુરૂષો હોય, 'તો દુનિયા ઘણીજ વિકાસક્રમમાં આગળ વધેલી, સુખી અને 'ફલપ્રદ હોત અને સેંકડો મનુષ્યો જીવનના કલહમાંથી ઉચ્ચ 'સુખની પ્રાપ્તિ કરત અને માયાની જાળમાંથી છૂટી જાત."

"છેવટે આ સભાને હું વિનંતિ કરૂં છું કે-કેટલાક ચળવળીયા 'અને અશાંતિકર પુરૂષોએ ધાંધલ મચાવી અને આપના મગજ 'ઉપર કાંઈ પણ જૈન દીક્ષા વિરોધી લાગણી ઉત્પન્ન કરી હોય, તો 'તેને મગજમાંથી કાઢી નાંખી, ધાર્મિક બાબતમાં તટસ્થતા સ્વી- 'કારી અને જનસમાજને આપ પૂરવાર કરી બતાવો કે-વડોદ- 'રાની કાઉન્સીલને હેયે ઐહિક સુખો કરતાં પારમાર્થિક સુખોની 'ગણના વિશેષ છે અને બીજી કોઈ પણ કાઉન્સીલ કરતાં આ 'કાઉન્સીલને મનુષ્યત્વનાં ઉંચામાં ઉંચા સુખોની વિશેષ કાળજી 'છે, એમ બતાવો. તેથી ધાર્મિક હિતને માટે તથા જનસમાજ 'તથા સ્ટેટના હિતને માટે, એટલુંજ નહિં પણ હિંદના ભાવિ 'હિતની ખાતર, સૌ કરતાં શ્રેષ્ઠ આધ્યાત્મિક ઉન્નતિને ખાતર 'પણ હું આ સભાને ખાસ વિનંતિ કરી તે ઠરાવ રદ કરવા 'જણાવું છું."

## સગીરની દીક્ષાની પદ્ધતિ નથી તો શોચનીય, નથી તો અનર્થકારી!

લલ્લુભાઈ કીશોરદાસે ધારાસભાની બેઠકમાં ઠરાવ રજુ કર્યા બાદ, એવાં કોઈ પણ પ્રબળ કારણો બન્યાં નથી, કે જેથી

વાતને રૂપાંતરથી પણ અમલમાં લાવવાની આવશ્યકતા માની શકાય, કારણ કે–'સંન્યાસ દીક્ષા પ્રતિબંધ'ના મુસદ્દામાં એ સંબંધી ખાસ ઉલ્લેખ પણ નથી. એમાં જણાવવામાં આવ્યું છે કે—

"વળી કેટલેક પ્રસંગે કુમળી વયનાં જૈન બાળકોને લાગની
'દીક્ષા આપવામાં આવી સાધુ બનાવવામાં આવે છે, અને તેથી
'તે પદ્ધતિ શોચનીય હોઈ બંધ કરવા પાત્ર છે એમ શ્રીમંત–
'સરકારને પણ જણાયું છે."

તેમજ–

"સગીર વયનાં બાળકોને દીક્ષા આપવામાં અનેક અડચણો અને અનર્થો
'સમાએલાં હોય છે."

આ રીતે–'સગીર દીક્ષાની પદ્ધતિ શોચનીય છે' અને એમાં 'અનેક અડચણો અને અનર્થો સમાએલા હોય છે,–એમ મોઘમપણે જણાવ્યું છે, પરન્તુ તે સંબંધમાં કોઇ જાતની પદ્ધતિસર તપાસ કરવામાં આવી હોય, એવું જણાવવામાં આવ્યું નથી. આની સ્હામે આપણે જાહેર કરીએ છીએ કે:—

**"સગીર વયની દીક્ષાપદ્ધતિ લેશ પણ શોચનીય નથી, કારણ કે–તેથી કોઈ પણ પ્રકારનો અનર્થ થયો નથી, થતો નથી અને થવાનો સંભવ પણ નથી. એટલું જ નહિ પણ અત્યાર સુધીમાં એ પદ્ધતિના પ્રતાપે ધર્મને, સમાજને, રાષ્ટ્રને અને રાજ્યને અનેકાનેક લાભ મળ્યા છે."**

બીજી વાત. એ નિબંધમાં એમ જણાવવામાં આવે છે કે–આ મુસદ્દો વ્યાપક છે અને કોઈ પણ સંપ્રદાયના સાધુ, સંન્યાસી, યતિ, યોગી, વૈરાગી, ફકીર વિગેરેને માટે તૈયાર કર્યો છે, પણ પહેલો ઠરાવ જે લલ્લુભાઈ તરફથી લાવવામાં આવ્યો હતો, તે તો ખાસ જૈનોને માટે જ હતો અને આ મુસદ્દો લાવવામાં તેનું જ ઓઠું લેવામાં આવ્યું છે. આ વિષયમાં છાપાંઓ અને સુધારક માન્યતાવાળાના લેખોથી રાજ્યે દોરવાઈ જવું, એ કોઈ પણ રીતે યોગ્ય નથી, કેમકે–

છાપાંઓ આ સંબંધમાં જે લખે છે તે બધું તપાસ કરીને જ લખે છે, એ પૂરવાર થઈ શકે એમ નથી : અને સુધારકોને સંયમ એ કઠિન અને ક્રૂર લાગે છે, માટે એમનો વિરોધ ઘણા સમયનો છે, તેથી તેઓની વાતોથી દીક્ષાની પદ્ધતિ શોચનીય છે, એ કોઇ રીતે પૂરવાર થઈ શકે એમ નથી. અને તપાસ જ કરવાની હોય, તો તે આ વિષયના જાણકાર–દીક્ષા આપનાર, દીક્ષા લેનાર અને દીક્ષા અપાવનારની પાસે પહેલ કરવી જોઇએ, કેમકે–જેટલી તેઓને માહિતી હોય તેટલી બીજાને ન હોઇ શકે, તેથી તેવાઓની પાસે તપાસ કરવાથી પૂરેપૂરી બાતમી મળી જાય અને એ ઉપરથી જો અનર્થકારી સાબીત થાય, તો જે કાંઈ પગલાં લેવામાં આવે તેમાં વાંધાનું કારણ રહે નહિ.

'શ્રીમંત સરકારને આ પદ્ધતિ શોચનીય છે'–એમ જે રીતે જણાયું હોય, તે જાહેરમાં મૂકવું જોઈએ કે–કોના કોના દ્વારા એમને દીક્ષાની પદ્ધતિ અનર્થકારી છે, એમ જણાવવામાં આવ્યું છે : અગર દીક્ષા માટે ભોગ આપનારાઓ પાસે તપાસ કરવી જોઈએ અને એ તપાસમાં એ વાત પૂરવાર થાય તો પછી કાંઈ કહેવાપણું રહે છે કયાં? પણ આપણે કહીએ છીએ કે–નિબંધમાં જણાવવામાં આવ્યો છે તેવો અનર્થ સગીરોની દીક્ષાથી થતો નથી, કેમકે–જૈન શાસ્ત્રોમાં ૧૬ વર્ષની વય સુધીના સગીરોને તેનાં માબાપ અગર વાલીઓની સંમતિ વિના દીક્ષા અપાતી નથી અને ત્યાર પછીની વયના માણસો જૈન શાસ્ત્ર તેમજ નીતિશાસ્ત્રની દૃષ્ટિએ પણ સ્વતંત્ર મનાય છે.

'સર્વ સંપ્રદાયો માટે આ કાયદો છે'–એમ જે જણાવવામાં આવ્યું છે, તે વિષે આપણે ધારીએ છીએ કે–કોઈ પણ સંપ્રદાયને આ વાત ઇષ્ટ હોઈ શકે નહિ, કેમકે–પોતાના ધર્મ અગર પંથમાં જીવન ગાળવાને ઇચ્છતા કોઇને પણ એ પાલવે તેવું છે નહિ.

મુસદ્દાની ચોથી કલમમાં જણાવવામાં આવ્યું છે કે–'ત્યાગની દીક્ષા એક ધાર્મિક સંસ્કાર ગણાય છે; તેની વચ્ચે શ્રીમંત સરકારે

પડવાનો આ મુસદ્દાનો હેતુ નથી; પરંતુ જો કોઈ સગીરને તેવી દીક્ષા આપવામાં આવે તો તે તેની સમજણ શિવાય અથવા રજામંદી શિવાય છે એમ ગણવું જોઈએ' વિગેરે. ત્યાગની દીક્ષા એક ધાર્મિક સંસ્કાર છે અને તેની વચ્ચે ન આવવાનો શ્રીમંત સરકારનો ઈરાદો છે, પણ સગીર બાળકોની થતી દીક્ષાને અટકાવવી તે કોઈ પણ ધર્મની વિરૂદ્ધ નથી, એમ શ્રીમંત સરકારને સમજાવવામાં આવ્યું છે. પૂર્વના સુસંસ્કારને લઈને જે બાળકને દીક્ષાની ભાવના થઈ છે અને તે ભાવનાને જે માબાપ પુષ્ટિ આપે છે અને પોતાની મેળે સદ્‌ગુરૂઓને સોંપવા જાય છે, એને અટકાયત કરવી એ ધર્મવિરૂદ્ધ નથી, એવી માન્યતા જેમ જૈનશાસનની દૃષ્ટિએ ભૂલભરેલી છે, તેમ દુનિયાનાં ઈતર શાસનોની દૃષ્ટિએ પણ ભૂલભરેલી જ ગણી શકાય.

ત્રીજી વાત સગીરના હિત સંબંધી જણાવવામાં આવે છે કે-સગીર દીક્ષા લઈને પાછો ઘેર આવે તો તેના વારસાના હક્કો ચાલ્યા જાય છે, તો એ વાત તો મોટી ઉંમરવાળાના માટે પણ સરખી જ લાગુ પડે છે અને એવો કોઈ પણ સગીર આજ સુધી ઘેર પાછો આવ્યો હોય, તેણે વારસો માગ્યો હોય અને ન મળ્યો હોય, એવો બનાવ બન્યો હોય એવું જાણવામાં પણ આવ્યું નથી, એટલે એ પ્રશ્ન ઉભો થવાનું કારણ રહેતું નથી : માટે તેવો કોઈ દાખલો બનવાના ભયથી અનેક આત્માઓને તેઓની કલ્યાણસાધનામાં વિઘ્ન કરવું, એ કોઈ પણ રીતે હિતકર નથી.

પવિત્ર દીક્ષાની અટકાયત માટે દંડ અને સજા જેવું જોખમ ઉભું કરવામાં આવે અને એવો કાયદો ઘડાઈ જાય અને જાહેરમાં તેને પાળવાની ફરજ પાડવામાં આવે, તો વડોદરા રાજ્યની તે પ્રજા કે જે ઉત્તમ અને પરમજ્ઞાની ધર્મગુરૂને ઈચ્છે છે, તેને મોટું વિઘ્ન થઈ જાય, એટલું જ નહિ પણ સારા સાધુપુરૂષો માટે આ વિહારભૂમિ પણ નકામી બની જાય.

**ઉપસંહાર :**

આની સામે શાસ્ત્રદૃષ્ટિએ કાયદેસર જેટલા ઉપાયો યોજવાની

જરૂર જણાય, તે ચારે પ્રકારના સંઘે યોજવા જ જોઈએ. આ સવાલ એકલા શ્રાવકોનો જ નથી કે એકલા સાધુઓનો જ નથી, પરન્તુ સઘળાનો છે. એકલા પાટણનો પણ નથી, પણ આખા હિન્દુસ્તાનને લાગતો–વળગતો છે. આવા પ્રશ્ન વખતે–' આપણને શું ?'–એમ કહેનાર પોતાની જાતને જૈનપણામાં રાખી શકતો નથી. આ ઠરાવનો સામનો કરવાને બદલે જેઓ તરફેણ કરતા હોય, તેઓ પણ પોતાના જૈન-પણાનું પોતાની મેળે જ રાજીનામું આપે છે. જે વખતે મૂળભૂત વસ્તુના લોપનો સવાલ ઉભો થાય અને તેમાં જે સામેલ થાય, એનો અર્થ જ એ છે કે–તે પોતે જૈનપણાનો ત્યાગ કરે છે. અત્યાર સુધી જેઓએ આ ઠરાવની તરફેણ કરી છે, તેને ટેકો આપ્યો છે અને જાહેરમાં તેની પુષ્ટિ કરી છે, તેઓ શાસ્ત્રદૃષ્ટિએ જૈનપણામાંથી આપોઆપ બહાર થઈ જાય છે. દીક્ષા હોય તો જ જૈનશાસન રહે, નહિ તો લોપ થઈ જાય. સાધુ શિવાય જૈનશાસન રહી શકતું નથી. જેથી સાધુમાર્ગનો લોપ થઈ જાય એવા મુસદ્દાના ઉદ્દેશનો સ્વીકાર જે કોઈ કરતું હોય, પછી તે એક વ્યક્તિ હોય કે અનેક હોય, સભા હોય કે સંસ્થા હોય, નાની યા મોટી જે કોઈ હોય–તે પોતે આપોઆપ જૈનપણામાંથી બાતલ થઈ જાય છે. જૈન ગણાતી કોઈ પણ વ્યક્તિથી આ મુસદ્દામાં સામેલગીરી થઈ શકે એમ નથી. આપણે વડોદરા નરેશને જણાવવા માગીએ છીએ કે–આ મુસદ્દાથી જે લોકોનું હૃદય ઘવાયું છે–જેઓને દુઃખ થયું છે, તેમને પૂરતી રીતે સાંભળવા એ રાજ્યની ફરજ છે. ધર્મી અને શાંત પ્રજાના સમૂહના ધાર્મિક છુટાપણા ઉપર ત્રાપ મારવાને બદલે તેને પૂરેપૂરૂં રક્ષણ આપવું જોઈએ. રાજ્ય ઉપર ખોટી અસર નીપજાવવા માટે આ ઠરાવ માટે ધન્યવાદના સંદેશાઓ મોકલનાર વસ્તુતઃ નામના જૈનો છે, પણ સાચા જૈનો નથી. શુદ્ધ શાસ્ત્રાજ્ઞાની આડે આવનાર આવા મુસદ્દાની તરફેણ કરનાર બધા જ જૈનસંઘથી આપોઆપ બહાર થાય છે, કેમકે–શાસ્ત્રોને નહિ માનનારાઓને શ્રી જૈનસંઘમાં સ્થાન હતું પણ નહિ, હોય પણ નહિ અને છે પણ નહિ.

# જૈનપણું શું અને શા માટે ?

[ વિ. સં. ૧૯૮૭ના વૈશાખ મહિનામાં પોતાના પૂ. પરમારાધ્ય ગુરૂદેવ પૂ. સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાની સાથે-બાલબ્રહ્મચારી, સમર્થ વિદ્વાન્, વ્યાખ્યાનવાચસ્પતિ, પંન્યાસપ્રવર શ્રીમદ્ રામવિજયજી ગણિવર ( હાલ પૂ. આ. શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મ ) અમદાવાદમાં પધારતાં, જૂદી જૂદી પોળોના જૈનોની આગ્રહભરી વિનંતિથી રોજ પ્રાયઃ જૂદે જૂદે સ્થલે તેઓ શ્રીમદ્દનાં જાહેર પ્રવચન થયાં હતાં. તેજ રીતિએ પ્રસ્તુત જાહેર પ્રવચન પાછીયાની પોળમાં ખાસ બાંધેલા મંડપમાં તા. ૨ : ૫ : '૩૧ શુક્રવારે સવારે થયું હતું અને સેંકડો જૈન-જૈનેતર સ્ત્રી-પુરૂષોએ ભાગ લીધો હતો. પૂ. મુનિવરો પણ સારી સંખ્યામાં હાજર હતા.

આચાર્યમહારાજ શ્રીમત્ સાગરાનન્દસૂરિજી મહારાજનાં આગ્રહભર્યાં ઉત્સૂત્રપ્રરૂપણો અંગે હાલમાં તેઓ સાથે મેળ નથી, પણ તે કાળે તો સારો મેળ હતો. આથી પ્રસ્તુત વ્યાખ્યાન વખતે તેઓ તથા પૂ. સ્વ. પરમ શાન્તમૂર્તિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયમેઘસૂરિજી મહારાજા વિગેરે પણ બીરાજમાન હતા. શરૂમાં મંગલાચરણ રૂપે શ્રી સાગરાનંદસૂરિવરે મંગલ પ્રવચન કર્યું હતું અને ત્યાર બાદ પૂ. પંન્યાસપ્રવરશ્રીએ વિવેચન કર્યું હતું. બન્નેનાં સારભૂત અવતરણો અત્રે અપાય છે—પ્ર૦ ]

[ આ. મ. શ્રીમત્ સાગરાનન્દસૂરિજીએ
મંગલાચરણ રૂપે કરેલ વ્યાખ્યાન ]

## ભવિતવ્યતા કયાં ?

" सम्यग्दर्शन शुद्धं यो ज्ञानं विरतिमेव चाप्नोति ।
:दुखनिमित्तमपीदं, तेन सुलब्धं भवति जन्म ॥ १ ॥ "

શાસ્ત્રકાર મહારાજા ભગવાન શ્રી ઉમાસ્વાતિ વાચકવર, ભવ્ય જીવોના ઉપકાર માટે જણાવે છે કે–' આ સંસારમાં દરેક આત્મા અનાદિકાળથી રખડી રહ્યો છે: રખડતાં રખડતાં કોઇ ભાગ્યયોગે મનુષ્યજન્મ પ્રાપ્ત થયો છે. ' અનાદિ સૂક્ષ્મ નિગોદમાં આત્મા અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા શરીરમાં અનંત જીવોની સાથે રહ્યો છે. અનંતા જીવો એકઠા થાય ત્યારે અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું સૂક્ષ્મ શરીર બનાવી શકે. સાથે ઉપજવાનું, સાથે આહાર અને સાથે જ શ્વાસોશ્વાસ : એમાંથી અમૂક સંખ્યાવાળા આગળ વધી શકયા, બાકી બધા એમ જ રહ્યા. એક કંપની એક લાખ ભાગીદારની : એમાંથી ૯૯૯૯૯ દેવાળું કાઢે અને એક જ શાહુકાર રહે : એટલી નસીબદારી હોય ત્યારે બને. જે વખતે આપણે અનંતકાયમાં હતા, ત્યારે મનુષ્યપણું, ત્રસપણું કે બાદરપણું શી ચીજ હતી એનો ખ્યાલ નહોતો. ત્રસ, બાદર કે મનુષ્યપણાને જાણ્યા વિના એનો વિચાર શી રીતે આવે? અને વિચાર આવ્યા વિના મેળવવાની ઇચ્છા તો થાય જ કયાંથી ! કાર્ય માલૂમ ન હોય તો એનાં કારણોની ઇચ્છા ન હોય અને કારણ અમલમાં ન મૂકાય ત્યાં સુધી કાર્ય ન થાય. સામાન્ય નીતિ–કારોનો પણ એ નિયમ છે કે–કારણ શિવાય કાર્ય થતું નથી. અનાદિ નિગોદમાં અજ્ઞાનપણું હતું, કાર્યકારણ જાણતા નહોતા, એની ઇચ્છા નહોતી, છતાં મનુષ્યપણું મળ્યું કેમ? શાસ્ત્રકારો કહે છે કે–એનું જ નામ ભવિતવ્યતા. એ ભવિતવ્યતાના જોરે એકની કાર્યસિદ્ધિ થઇ, બાકીના પડયા રહ્યા. ભવિતવ્યના શાસ્ત્રકારોએ કયાં રાખી ? લાકડીના ટેકાથી ચાલવાનું કોને? આંધળો હોય અગર કેડ ભાંગેલો હોય એને ! યુવાન મનુષ્ય લાકડીને ટેકીને ચાલે તો હાંસી થાય. જેને કારણની સામગ્રીનથી, એવાને માટે જે ભવિતવ્યતા રાખી છે, તે મનુષ્યભવ, આર્યક્ષેત્ર, ઉત્તમકુળ, ઉત્તમજાતિ, પંચેંદ્રિય-પરિપૂર્ણતા, અને દેવ–ગુરૂની જોગવાઈ પામ્યા છતાં, ભવિતવ્યતાને

વળગે એ હાંસિપાત્ર છે. નિગોદમાં ભવિતવ્યતા શિવાય બીજો આધાર નહોતો, પણ ઉદ્યમ કરવાને લાયક થયા પછી ભવિતવ્યતા પર બેસી ન જવાય.

## ભવિતવ્યતા કેવી છે ?

એક મનુષ્ય જંગલમાં ભૂલો પડ્યો, આંખો ગઈ, પાણી પીવા જતાં ઘેનની ચીજ પીવાઈ ગઈ, આગળ ચાલતાં પડી જવાથી ઢીંચણ ભાંગી ગયા : આવો મનુષ્ય માર્ગ પર કયી રીતે આવે ? બીચારો જંગલમાં જ મરી જવાનો એમ જ કહી શકાય. એવામાં કોઈ એવો વિદ્યાધર કે દેવતા આકાશમાં જતો હોય. એને દયા આવે અને માર્ગ પર મૂકી દે તો કાંઈ અસંભવિત નથી. આ સાંભળીને ઇરાદાપૂર્વક, જાણી જોઈને તમે જંગલમાં જાઓ, આંખો ફોડો, ઘેનની ચીજ પીઓ અને પગ ભાંગો ? નહિ જ. કેઈ દરદીઓના રોગો મટે છે એ ધારીને રોગ ઉભા કર્યા ? રોગોને મટતા દેખવા છતાં રોગ ઉભો કરવાને કોઈ તૈયાર નથી. આંધળા, લૂલા અને બેભાનનું માર્ગમાં આવવું થયું, તો પણ આપણે આંધળા, લૂલા કે બેભાન થવા તૈયાર નથી. એ તો કદાચ થાય, પણ આ ભવિતવ્યતા તો કાલાંતરે બની, ન બની એવી છે.

## ચૂકયા એટલે હતા ત્યાંના ત્યાં !

બીજી વાત. સૂક્ષ્મ એકેંદ્રિય-નિગોદમાં ફરીને આ જીવ નહિ જ જાય, એવું કોઈએ લખી આપ્યું નથી. પ્રમાદી બન્યા, દેવ-ગુરૂ-ધર્મની જોગવાઈ છતાં તેને હારી ગયા, તો આપણે માટે પણ ત્યાં જવાનું બંધ થઈ ગયું નથી. અહીં આવીને પણ ધર્મ, ઉત્તમ માર્ગ કે આત્મકલ્યાણની દિશા ચૂક્યા ને પાછા પડ્યા તો દશા શી ? ભગવાન શ્રી મહાવીરદેવ જેવા કથક અને ગણધરદેવ શ્રી ગૌતમસ્વામિજી મહારાજ જેવા સાંભળનાર : એમને પણ ભગવાન કહે છે

કે:-'સમય માત્ર પ્રમાદ કરીશ નહિ.' એમને માટે તો નિર્ગ્રંથપણું પણ હતું. જેમ શ્રી તીર્થંકરદેવ તે ભવે મોક્ષે જાય, તેમ શ્રી ગણધરભગવાન પણ તે જ ભવે મોક્ષે જાય: છતાં આવી આવી રીતે રખડી જવાય, એમ એમનેય કહ્યું તો આપણા માટે તો શું કહેવું? દેવ-ગુરૂ-ધર્મની આરાધનાથી જે અહીં ચૂક્યા તેને ગબડતાં વાર નથી.

## નરકનિર્દેશકો !

મનુષ્યભવ પામીને દેવ-ગુરૂ-ધર્મની આરાધના ન કરે, ઉલ્ટી વિરાધના કરે, તે નરક અને નિગોદમાં જાય, એમ કહેનારને-'નરકનિર્દેશકો છે'-એમ કહીને મશ્કરી ન થાય. ચોરી કરે તે કેદમાં પડે, ચોરી કરનારને જેલની સજા થાય, એ શબ્દોનું દુ:ખ કોને થાય? શાહુકારને નથી થતું પણ ચોરને થાય છે. શાસ્ત્રવિરૂદ્ધ બોલનાર, તીર્થોની આશાતના કરનાર, ગુરૂઓની નિંદા કરનાર નરકે જાય, એમ કહેનારને 'નરકના પાસ ફાડનાર'-કોણ બોલે? જે એ ટોળીમાંના હોય તે! જે એ ટોળીમાં ન હોય, તેને તો જરૂર એમ થાય કે-જે ચોરી કરે તેને જેલ થાય જ. તેવી જ રીતે આત્મકલ્યાણના માર્ગની શ્રદ્ધાવાળો તો કદિ જ એમ નહિ કહે કે-નરક નિગોદનું કહેવું-એ હાંસિપાત્ર છે! આ જીવને નરક-નિગોદનું દ્વાર બંધ નથી: આરાધનામાં ચૂક્યા અને વિરાધનામાં પડ્યા તે એજ વલે છે.

## ભવિતવ્યતા ક્યાં સુધી?

અનંતાનંત પુદ્ગલપરાવર્ત ગયા ત્યારે ભવિતવ્યતા પાકી. કાર્ય કે કારણનું જ્ઞાન, ઈચ્છા કે તત્પરતા નહોતી, છતાં પણ ભવિતવ્યતાના યોગે બધું બની ગયું: બાદરપણામાં આવ્યા: છતાં પણ પાછળનું દ્વાર ખૂલ્લું હતું તેથી કંઈ વખત પાછા ગયા અ

આવ્યા : એમ કરતાં પંચેંદ્રિય મનુષ્યપણામાં ભવિતવ્યતા લાવી. એકેંદ્રિયથી ઠેઠ મનુષ્યપણા સુધી લાવવામાં ભવિતવ્યતા શિવાય આપણને સહાયક નહોતું. પરન્તુ જેમ આંધળાને બીજો દોરે ત્યાં સુધી શોભા, પણ દેખતાને દોરે તો અપમાન અને તિરસ્કાર જ થાય, તેમ મનુષ્યપણું પામ્યા પછી ભવિતવ્યતા રૂપ લાકડી પકડવા જઈએ તો બેવકૂફ જ બનીએ : માટે મનુષ્યભવનો સદુપયોગ કરવાની જરૂર છે.

## જાનવરનું પાપ ખવાય, મનુષ્યનું પુણ્ય !

શાસ્ત્રકાર કહે છે કે–આ મનુષ્યજન્મ કેવા ? દુઃખનુંય કારણ : આરાધના નહિ કરતાં વિરાધના કરનારને આ મનુષ્યભવ જ દુઃખનું કારણ છે. વધારે પાપકર્મ કોણ બાંધે ? એકી સાથે અનંતો સંસાર ભેળો કરવો, એવા તીવ્ર પરિણામો પશુ કે તિર્યંચોને નથી : નર્ક–નિગોદાદિ અપાવનાર તીવ્ર કર્મબંધો મનુષ્યભવને લીધે બને છે. મનુષ્યભવનો સદુપયોગ ન થાય તો તે ખરેખર ખરાબ છે. એ દૃષ્ટિએ શાસ્ત્રકારો કહે છે કે–"ધર્મની આરાધના નહિ કરનાર મનુષ્ય કરતાં તિર્યંચ થયો હોત તો સારો હતો." તિર્યંચપણામાં અકામ નિર્જરાથી પાપ ભોગવ્યું અને અહીં મનુષ્યપણું પુણ્યયોગે મળ્યું તે ખવાયું : જાનવરને પાપ ખવાય, મનુષ્યને પુણ્ય ખવાય : પશુને અકામ નિર્જરાથી દેવલોક મળે, મનુષ્યને દુરૂપયોગથી નર્કાદિ મળે. મનુષ્યપણાનો દુરૂપયોગ કર્યો તો પુણ્યનો ક્ષય છે અને પાપનું ઉપાર્જન છે. એટલા માટે નવ ગ્રૈવેયક, સર્વાર્થ સિદ્ધ કે મુક્તિ પર્યંતના સુખને અપાવનાર મનુષ્યભવને દુઃખ કારણનું પણ શાસ્ત્ર કહે છે. તલવાર પણ શત્રુ કે ચોરને ભગાડનારી અને પોતાનું રક્ષણ કરનારી ક્યારે બને ? મુઠથી પકડે ત્યારે ! અણીએથી પકડેલી તલવાર હાથ કપાવે, ગળું કપાવે અને માર ખવડાવે ! તલવાર એજ પણ યથાયોગ્ય ઉપયોગ ન કર્યો તો રક્ષકને બદલે ભક્ષક થઇ. તે રીતે આજ મનુષ્યભવ આરાધનામાં ઉપયોગમાં ન આવે, તો આપણને લુંટાવનાર ને કપાવનાર થાય.

## મોક્ષમાર્ગે ઉંટ સમાન!

ગર્ભની સ્થિતિ જૂઓ તો પણ બીલાડા, ઉંદર, કુતરા આદિની સ્થિતિ ટુંકી અને મનુષ્યને નવ મહિના : બીજાને તીર્છું રહેવાનું અને મનુષ્યને રહેવાનું ઉંધે માથે. ઉંધે મસ્તકે નવ મહિના લટક્યા, અંધારી-ગંધાતી કોટડીમાં રહ્યા, ત્યારે મનુષ્યપણું મળ્યું : આ રીતે દુઃખે મળેલો છતાં જરૂરી કેમ? ઉંટનાં અઢારે વાંકાં છતાં રણની મુસાફરીમાં ઉંટનું જ કામ પડે : બીજું વાહન કામ ન આવે. તે રીતે મોક્ષ માટે ભવારણ્યની મુસાફરીમાં મનુષ્યભવ શિવાય કાંઈ પણ કામ લાગે એમ નથી. સામાન્ય રીતે દેવભવ સારો, પણ જેમ રણમાં હાથી-ઘોડા કામના નહિ, ઉંટ જ જોઈએ, તેમ મોક્ષ માટે મનુષ્યભવ વિના ચાલે નહિ. માટે કહ્યું : **सुलब्धम्**,-સારો મળ્યો.

## પશુથી પણ અધમ :

કસાઈની જાતિમાં જન્મવાથી દુર્ગતિનાં કામ કરવાં પડે, અનાર્યજાતિમાં જન્મ પામવાથી જીંદગી સુધી ધર્મનું નામ સાંભળવા ન મળે, ખરાબ કુળ કે જાતિમાં ઉપજેલો જેમ ધર્મ ન પામે, તેમ જૈન જાતિમાં ઉપજ્યા છતાં જેને નથી દેવ, ગુરૂ કે ધર્મની આરાધનાની પડી કે નથી તીર્થની ભક્તિની પડી કે નથી સાધર્મિકવાત્સલ્યની પડી-એ બધા મનુષ્ય છતાં પશુથી પણ અધમ કોટિના છે.

એ કહે છે કે-તીર્થ જાય તો જવા દેવું, પણ પૈસા વડે રક્ષણ ન કરવું. એમ કહેનાર પૈસાનો પૂજારી છે, પણ ધર્મનો દ્વેષી છે : તીર્થનો વિરોધી છે. મા કે બાયડી ખોટા કેસમાં હોય એને બચાવવા માટે પૈસા ખર્ચીને માબાપની આબરૂને ન બચાવવી એમ એ બોલશે? નહિ જ. પૈસાથી તીર્થનો બચાવ કરવા કરતાં જવા દેવું બહેતર : એ કહેનારના કે એના સાથીઓના પૈસા તીર્થમાં નથી : ત્યાં અપાયેલા પૈસા તીર્થનો બચાવ કરવા માટે અપાયા છે અને

એ રીતે અપાયેલા પૈસાથી બચાવ થાય, છતાં એમ બોલાય છે એનું કારણ? પણ એ બોલાય એમાં નવાઈ પણ નથી. એમને તો તીર્થ કે દેવ કાંઈ જોઈતું નથી. તીર્થ કે દેવ પ્રત્યે રાગ હોય તો શ્રી તીર્થંકરદેવો માટે બળવાખોર કે એવા એલફેલ શબ્દો બોલાય કે સંભળાય? શ્રી તીર્થંકરદેવોને કોઈની સામે બળવો નહોતો કરવો: એમને તો આત્માની ઋદ્ધિ આત્મામાંથી પ્રગટ કરવી હતી: છતાં એમને બળવાખોર કહેવાનું કારણ એક જ કે–પોતાને બળવો કરવો છે. નહિ તો જીભ કે કલમ ન ચાલે. પંચ મહાવ્રતધારી સાધુઓને પડાણ શબ્દ કેમ લગાડાય? કારણ એક જ. સીપાઈને ગાળ કોણ દે? કોટવાળને કુટિલ કોણ કહે? કહો કે–ચોરની ટોળીના હોય તે! પંચ મહાવ્રતધારિઓને પઠાણ કહીને નિંદવા કોણ આવે? જેને પંચ મહાવ્રતની શ્રદ્ધા ન હોય એ જ!

## એક દૃષ્ટાન્ત:

એક શેઠ હતો. તે બજારથી ઘેર આવ્યો. સ્ત્રીએ મુખ કરમાયેલું દેખ્યું: પૂછે છે–'તમારું મુખ મલિન કેમ છે?' ઉત્તરમાં કહે છે–'ગાંઠેથી પડ્યું નથી કે કોઈને દીધું નથી, પણ હું આવતો હતો ત્યારે ફલાણા શેઠે ફલાણાના બે રૂપિઆ આપી દીધા. માથાનો પસીનો પગે જાય ત્યારે એક પાઈ પેદા થાય છે, ત્યારે આ તો બે રૂપિયા પારકાને આપી દીધા: માટે મારું મોઢું મલિન થયું છે.'

## મનુષ્યપણું સારું કોને?

તે રીતે જે જીવો ધર્મને માનતા નથી, તે પોતે તો ધર્મ કરવા કોઈ દિવસ તૈયાર નથી, પણ તોડવા જ તૈયાર છે. ગુરૂઓને કહે છે–મફતનું ખાય છે. રોટલા લઈ ગુલામી કરનાર સાધુઓનો એમને ખપ છે, પણ શાસ્ત્રે ફોકટીયું લેવાનું અને ફોકટનું દેવાનું કહ્યું છે: સાટે લેવાથી કે સાટે આપવાથી સાધુપણું અથવા શ્રાવ-

કપણું રહેતું નથી : સાધુઓએ ભિક્ષા કોઈ પણ સાટા તરીકે લેવાની નથી. સાટાખત કરવાનું કામ જૈનશાસનના સાધુઓનું નથી. સાધુને દેવાવાળા '**મુધાદાયી**' છે અને લેવાવાળા '**મુધાજીવી**' છે; પણ એ પરમાર્થ વૃત્તિ, નિરાશ્રવ સ્થિતિ અને નિર્બંધ અવસ્થા રૂચતી નથી, તેથી કહે છે-'મફતનું ખાય છે.' ઓચ્છવ, મહોત્સવ, સેવા, પૂજા, પ્રભાવના, એ આડંબર રૂપ સૂઝે છે : એમ માનીને પોતે નથી કરતા એટલુંજ નહિ, પણ બીજાય જો તીર્થની ભક્તિ કરે, સાધુપણું લે, ઓચ્છવ-મહોત્સવ કરે, એમાં પણ એમનાં મુખ મલિન થાય છે. પોતાને ધર્મ સૂઝે નહિ, બીજા કરે એ ગમે નહિ, એવાને મનુષ્યપણું સારૂં મળ્યું કહેવાય નહિ. મનુષ્યપણું એનું જ સારૂં કે જે સમ્યગ્દર્શને શુદ્ધ એવું સમ્યગ્જ્ઞાન પામે અને એ બંનેથી શુદ્ધ એવી વિરતિ પામે ! એ ત્રણે રત્નોને પામનાર જે આત્મા હોય, તેને જ મળેલું મનુષ્યપણું સારૂં પામેલું કહેવાય. એ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર શું છે ?, એની ઓળખાણ હવે પછી—

**[ આટલા વિવેચન બાદ, પોરિસી ભણાવવાનો વખત થતાં તે ભણાવાયા બાદ, પૂ. પ્રવચનકારશ્રીએ કરેલા મનનીય પ્રવચનનું સારભૂત અવતરણ:—]**

## માનવજીવન ક્યારે મહત્ત્વનું ?

અત્યાર સુધીમાં મનુષ્યજન્મની પ્રાપ્તિ એ જીવોને કેટલી દુર્લભ છે તે અને એ દુર્લભ એવા માનવજીવનની પ્રાપ્તિ પછી તેની સફળતા માટે શું શું કરવું જોઈએ, એ સામાન્ય રીતિએ (શ્રી સાગરાનંદસૂરીશ્વરજી) મહારાજ તરફથી બતાવવામાં આવ્યું. એ ઉપરથી વિચારવાનું એ જ હોય કે-જ્યારે આપણને મળેલા મનુષ્યભવની આટલી બધી મહત્તા અનંતજ્ઞાની મહાપુરૂષો ફરમાવે છે, ત્યારે તેવી મહત્ત્વની વસ્તુને પામીને, જેમ કહેવામાં આવ્યું તેમ

પ્રમાદી બનીને નિષ્ફળ કરી નાખીએ, તો એ ખરેખર આપણું દુર્ભાગ્ય ગણાય : માટે કોઈ પણ રીતિએ આવું કિંમતી માનવપણું કે જેને અનંતજ્ઞાનિઓએ પણ પ્રશંસ્યું છે અને સંસાર રૂપ અટવી પાર ઉતારવા તે જ એક સમર્થ છે, તેને પામીને પ્રમાદી નહિ બનતાં, જ્ઞાનિઓની આજ્ઞા મુજબ જીવનને જીવીને, તેની સફળતા સાધી લેવી રહી. જો એ ન સધાય તો જેને આવી ઉત્તમ સામગ્રી નથી મળી, તેના કરતાં આપણી સ્થિતિ કફોડી થઈ જાય.

## જીવન સફલ ક્યારે ?

એમ પણ ફરમાવવામાં આવ્યું કે–આ જીવનમાં ધર્મની આરાધના ન થઈ, તો પછી એ માનવપણા કરતાં તિર્યંચપણું સારૂં. એ શબ્દો પણ જેઓને હૃદયમાં ન ખૂંચે અને કોઈ પણ જાતિની ચાનક ન લાગે, તો તો કહેવું જોઈએ કે–માણસ થવા છતાં માણસાઈ હજી સુધી આવી નથી. અહીં જે ભાર દઈને કહેવાય છે, તે સાંભળનારનું અહિત કરવા માટે, ઉતારી પાડવા માટે કે દુઃખી કરવા માટે કહેવામાં નથી આવતું : પરન્તુ આત્મા પ્રમાદમાં પડ્યો હોય, કર્ત્તવ્ય વિસરી ગયો હોય, તો જાગૃત થાય અને જીવનને સફળ કરવા પ્રયત્નશીલ બને, એ જ એક હેતુ છે. એ હેતુને પાર પાડવા માટે રત્નત્રયીની પ્રાપ્તિ જરૂરી છે. એની પ્રાપ્તિ વિના જે માનવભવ ખપી જાય, એની કશી જ કિંમત નથી : એટલું જ નહિ, પણ એ આત્મા ઘણો જ અધોગતિને પામી જાય, એવો મોટો સંભવ છે. ઉંચામાં ઉંચું સાધન પામ્યા છતાં પણ, આત્માની ઉન્નતિ થાય એવી કાર્યવાહીને બદલે અધઃપતનની કાર્યવાહી થાય, તો ઘણું જ શરમાવનારૂં ગણાય. એ સ્થિતિ ન આવે માટે પૂર્વના કે વર્ત્તમાનકાળના ઉપકારિઓ એ જ ફરમાવે છે કે–' મનુષ્યજીવનને નિષ્ફળ અને નુકશાનકારક ન બનાવવું હોય, તો સમ્યગ્દર્શનથી શુદ્ધ બનેલું જ્ઞાન અને એ ઉભયથી અનુપમ બનેલું એવું ચારિત્ર,

તેની પ્રાપ્તિ માટે અવિરત પ્રયત્નશીલ બનવું જોઈએ. '

## સમ્યગ્દર્શનનો પ્રભાવ :

સમ્યગ્દર્શન એ પાયો છે. એના પર શ્રી જિનેશ્વરદેવના ધર્મપ્રાસાદનું મંડાણ છે. જેઓ એ પાયાને મજબૂત નથી બનાવતા, તેઓ ધર્મપ્રાસાદને સ્થિર કરી શકતા નથી અથવા ધર્મપ્રાસાદમાં જીવન ગુજારી શકતા નથી : એને માટે જ સૌથી પ્રથમ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ માટે અખંડ પ્રયત્ન આરંભવા જોઈએ. એ પ્રયત્ન અખંડ ચાલુ રહે તો સમ્યક્ત્વ કોને કહેવાય, સમ્યગ્જ્ઞાન ક્યારે થાય અને સમ્યક્ચારિત્ર પામ્યા પછી આત્માની કેવી દશા થાય, એ સમજાય : એ પામ્યા પછી ભયંકર સંસારને પણ કયી રીતિએ આત્મા સુખમય બનાવી શકે છે અને આત્માનું દબાઈ ગયેલું અનંત સુખ કયી રીતે પેદા કરી શકે છે, એ બધું સહેલાઇથી સમજી શકાય : અનુભવી શકાય ! જે સમ્યગ્દર્શનને શ્રી જિનશાસનનો પાયો માન્યો, આધાર કલ્પ્યો, તેની પ્રાપ્તિ માટે, એના સ્વરૂપને સમજવા માટે અગર એના મર્મને જાણવા માટે કોઈ પણ જાતિના પ્રયત્ન ન થાય, તો જૈનપણું આવે જ ક્યાંથી ? અને ' જૈન ' તરીકે પિછાનાતા સમાજનો વાસ્તવિક અભ્યુદય પણ શી રીતે થાય ? જૈનપણું, એ જાતિ કરતાંયે ગુણને વધુ અવલંબે છે. આપણે જૈન તેને જ કહીએ છીએ કે–જે આત્મા શ્રી જિનેશ્વરદેવ અથવા વીતરાગ પરમાત્માના શાસનનો અનુયાયી બને : જેને વીતરાગ પ્રત્યે સદ્ભાવ ન જાગે, વીતરાગની આજ્ઞા પ્રત્યે પ્રેમ ન જન્મે અને વીતરાગની આજ્ઞા ખાતર સર્વસ્વ તજી દેવું જોઈએ એવી ભાવના ન જન્મે, તે આત્મા વાસ્તવિક રીતિએ જૈનપણાને પામી શકતો નથી.

## ભયંકર કમનશિબી :

દુનિયામાં જૈન તરીકે જીવવું હોય, જૈન તરીકે જીવવાની

ભાવના જન્મી હોય અને એમાં જ આત્માની સાચી મહત્તા સમજાઈ હોય, તો આપણે કયી ભાવનાના પૂજારી બનવું જોઈએ? કોની પૂંઠે પ્રયાણ કરવું જોઈએ? અને જીવનને કયી રીતે જીવવું જોઈએ?—એ નક્કી કરવું પડશે. ક્રોડો યા અબ્જોની મિલ્કત કે મોટી શહેનશાહત મેળવી લેવાથી જૈન છીએ, એવું કોઈ જ નહિ માને: જૈન જાતિમાં જન્મેલા અને જૈનધર્મને પાળનારા જૈનો જેમ બંગલાઓમાં વસે છે, તેમ એ ધર્મને નહિ પામેલા પણ વસે છે: દુનિયાના પદાર્થોની પ્રાપ્તિ ઈતરો પાસે પણ છે: અમે વસીએ છીએ તે શહેર બહુ મોટું છે, એનું નામ પણ સુંદર છે, ત્યાં અમારા બંગલા–પેઢીઓ વિગેરે ઘણું છે, સેંકડો માણસો અમારે ત્યાં નોકરી કરે છે અને જ્યાં જઈએ ત્યાં અમે માનપાન મેળવીએ છીએ,—એમ કહેવાથી કોઈ જૈન તરીકે ઓળખી લે એમ માનો છો? શું બતાવીએ તો સામા આપણને જૈન તરીકે સ્વીકારે? જૈન તરીકેની છાપ પાડવા માટે ચોવીસે કલાક કયી જાતિના વિચારો અને કયી જાતિની પ્રવૃત્તિ હોવી ઘટે? એવા વિચારો જરૂરી ન મનાય, ત્યાં સુધી ઉપકારિઓ ઉપકાર કરવા મથે તો પણ ન જ થાય ને? જૈન તરીકે જીવવા માટે–જૈન બનવા માટે જરૂર દુનિયા કરતાં કાંઈક નવું કરવું પડશે: એ ન કરી શકીએ તો કદિ જ જૈનશાસનને સમજી શકીએ નહિ, પામી શકીએ નહિ કે તેને આરાધી શકીએ નહિ. એટલા માટે પૂર્વના મહાપુરૂષોના જીવનનો સારામાં સારી રીતિએ અભ્યાસ કરવો જોઈએ: જ્ઞાનિઓનો પૂરો પરિચય કરવો જોઈએ: અને એને સમજવા બધી શક્તિઓ ખર્ચવી જોઈએ; અને જો એ રીતે જૈનપણું સમજાઈ જાય, જીવનમાં ઉતારવા થોડાય પ્રયત્નો થઈ જાય, તો પણ મનુષ્યભવ સફળ થઈ ગયો: એ આત્મા નિયમા મુક્તિગામી તરીકે જ્ઞાનિઓની દૃષ્ટિએ નિશ્ચિત થઈ ગયો: જે આત્માની અત્યાર સુધી ગણના કે કિંમત નહોતી તે ગણના થઈ ગઈ. જૈનપણું પામેલા અનંત

આત્માઓ નિગોદમાં પણ પડયા છે, છતાં જ્ઞાનિઓ કહે છે કે-એમની ગણુના થઈ ગઈ છે: સંસારથી એ આત્માઓ તરવાના છે : અર્ધ પુદ્‌ગલ પરાવર્ત્તમાં નિયમા મુક્તિ પામી જવાના છે. એક વાર પામી ગયા પછી નિગોદમાં ચાલી ગયેલા આત્માઓને પણ અનંતજ્ઞાનિઓએ મહોરછાપ મારી આપી છે: એક વાર જે વસ્તુ પામી જવાથી અનંતજ્ઞાનિઓ જેની ગણુના કરી લે-મહત્તાને સ્વીકારે, પછીથી સંસારમાં કોઈ એવી વસ્તુ નથી કે જે અધિક કાળ સુધી એ આત્માને દુ:ખી કરી શકે : નિગોદ કે સંસાર વધારે કાળ હવે તને સંગ્રહે નહિ. અર્ધ પુદ્‌ગલ પરાવર્ત્તમાં અવશ્ય છૂટો થઈ જાય : આટલી ખાત્રી જ્ઞાનિઓ જે જૈનત્વની પ્રાપ્તિ થવા માત્રથી આપે, એ કેટલી મહત્ત્વની ચીજ છે? જૈનકુળમાં જન્મ્યા છતાં અને-'અમે જૈન છીએ'-એમ જાતે કહેવડાવવા છતાં,-'જૈનપણું શું છે?' એ સમજાય નહિ કે સમજવાની ભાવના સરખી ન જાગે, એ ભયંકર કમનશિબી જ છે! કુલિન કોણ કહેવાય? કુલવટ કોનું નામ? ઉત્તમ જાતિ કે ઉત્તમ કુળ કોને ફળે? વિચારહીનને નહિ જ.

<u>ફળ્યું કે ફુટ્યું ?</u>

આજે તો શ્રી જિનેશ્વરદેવના શાસનના આચારથી વિપરીત વર્તન કરતો જોઈને કોઈને સ્હેજે શીખામણના એ શબ્દો કહી દઈએ, તો કહે-'એ ટાયલાં જવા દો! એવી રીતે કહેવાના જમાના વહી ગયા!!' જૈનપણાનું ભાન કરાવનારી ક્રિયાઓ, જૈનપણાનો ખ્યાલ કરાવનારી પ્રવૃત્તિઓ અને હૃદયમાં જૈનત્વને જાગૃત કરનારી વસ્તુઓ તેમજ જૈનત્વની ખીલવટ કરનારી સામગ્રીઓ વિગેરેને જોઈને, જે આત્મા આનંદ પામવાને બદલે બળી ઉઠે અને ઉલ્ટો પૂર્વપુરૂષ ઉપર કટાક્ષ કરવા તૈયાર થઈ જાય, એને જૈન જાતિપણું ફળ્યું કહેવાય કે ફુટી નીકળ્યું કહેવાય? આબુજીની કોરણી જોવા જેને અનાર્યો માનો તે આવે : અનિમેષ નયણે જૂએ : સ્તબ્ધપણે

જોયા કરે : પૂછે કે–' કોણે કરાવ્યું ? શા માટે કરાવ્યું ?' સાંભળે કે– 'દેવની ભક્તિ માટે !' ત્યારે એને સ્હેજે થાય કે–' કયા દેવ ?' અંદર જાય છે : પ્રભુની અલૌકિક મૂર્તિ જોઈને ટોપો ઉતારે છે : અને પોતાના દેશમાં જઇને કહે છે કે–'જૈનો જેવી દેવભક્તિ ક્યાંઈ ન જોઈ. ભક્તિ માટે કેટલા ઉદાર !'

## મળ્યું ખરૂં પણ ફળ્યું નહિ ને ?

શ્રી જિનેશ્વરદેવના ભક્તોને મન લક્ષ્મી અસાર છે : તુચ્છ છે : એના ભોગે એ પોતાના તારકની ભક્તિ કરવામાં જીવનની સફળતા સમજે છે. 'એક મંદિરમાં મૂર્તિ બેસાડતાં અઢળક લક્ષ્મી ખર્ચે છે.'–એ જાતિની અસર એ લઈ જાય. જ્યારે જૈન જાતિમાં જન્મેલા પણ ઉચ્છૃંખલ બનેલા પૈકીના કોઇને, કદાચ પકડીને પણ એ સ્થળે લઈ જવામાં આવ્યો હોય, તો જેમ જેમ એની દૃષ્ટિએ કોરણી દેખાય, તેમ તેમ આંખોમાં મરચાં ખરે ! ઝટ બોલી ઉઠે કે–' આ રીતે જૈનોએ પૈસાનું ઘણું પાણી કર્યું ! ?' આ આત્મા જૈનપણું પામશે ? નાટકચેટકમાં કલાકો ગાળનારા અહીં પાંચ મીનીટ નહિ ગાળે અને બોલી ઉઠે છે કે–' નિર્જીવ વસ્તુની સેવાથી લાભ શો ?' બનાવટી વસ્તુને માની લે, નાટકમાં પચીસ રૂપિઆના પગારદારને રાજા માની લે : અને શ્રી જિનેશ્વરદેવનો સાક્ષાત્ ખ્યાલ કરાવતી, અંગેઅંગમાંથી વીતરાગતા ઝરાવનારી અને દેખતાં જ શાંતરસમાં ઝીલાવનારી એવી પ્રભુપ્રતિમા પાસે જેની આંખ ન ચોંટે, એને ઉત્તમ દેશ, જાતિ કે કુલ ફળ્યું એમ શી રીતે કહેશો ?

## શું બતાવવું છે ?

જે પામવાથી સંસાર નિયત થાય છે, ભયંકર છતાં મનોહર બને છે અને દુઃખમય છતાં સુખમય બની જાય છે, તે જૈનપણું પામવા અને પમાડવા કયી જાતિના પ્રયત્ન કરવા જોઇએ, તે હું

બતાવવા માગું છું. શ્રી શ્રેણિક રાજાના પુત્ર અને મંત્રી શ્રી અભયકુમાર સાથે મૈત્રી બાંધવા માટે, અનાર્ય દેશના આર્દ્રકુમારે હીરા, માણેક અને પન્નાની ભેટ મોકલી અને અભયકુમારે શું કર્યું? જ્ઞાનિઓ કહે છે કે–'દુઃખ શાનું છે? બેકારીની બૂમ શાથી છે? પાપ, અન્યાય, અનીતિ, પ્રપંચ, લોભ, ઈર્ષ્યા વધ્યાં એ જ કારણે ને?' અને–'જગતમાં પારકાનું લૂંટી લેવાની વૃત્તિ જાગી એથી જ ને?' 'દુઃખી છીએ'–એમ બૂમ ન મારો, સુખના ઉપાય લો. લૂંટ પાડ્યે સુખ નહિ મળે: લુંટ પાડ્યે આવેલી લક્ષ્મી તો હાથમાં કડી પહેરાવશે. એવી લક્ષ્મી મેળવવાનું પ્રયોજન શું છે? એના કરતાં પરિણામે અનંતા સુખને પમાડનાર જૈનપણાને પામવા પ્રયત્ન કરવો, એમાં શી હાનિ છે?

## 'સમજું નહિ'–કહે ને ટીકા કરવા તૈયાર !

જૈન બનવું હોય,–ઉત્તમ દેશ, ઉત્તમ જાતિ અને ઉત્તમ કુળની સાર્થકતા સાધવી હોય, તો ક્ષણવાર–થોડો સમય, તમારી દૃષ્ટિ બાજૂએ મૂકી અનંતજ્ઞાનિની દૃષ્ટિએ જૂઓ, સાંભળો, વિચારો અને મનન કરો. દુનિયાની દૃષ્ટિનો વર્ષો સુધી અભ્યાસ કરનારા અને એમાં જીંદગીનો મોટો ભાગ ખર્ચી નાખનારા તમે જૈનદર્શન શું છે?, અને જગતને એ ફરમાવે છે શું?,–એનો અભ્યાસ કરવા માટે કેટલાંક વર્ષ ગાળ્યાં? કેટલાક મહિના ગાળ્યા?? અરે, કેટલાક દિવસ ગાળ્યા??? હજારો જૈન જે અમદાવાદમાં વસતા હોય, ત્યાં એનાં બાળકોમાં આ સંસ્કારો ન જોવામાં આવે, એમાં નામના છે કે કલંક છે? જન્મના જૈન હોવા છતાં, જૈન માતાપિતાનાં દૂધ પી મોટા થવા છતાં, શ્રી જિનેશ્વરનાં ભક્ત માતાપિતાની ગોદમાં ખેલેલાં છતાં,–જૈનપણું શું છે અને શા માટે છે?, એનો ખ્યાલ ન હોય તો કોને કલંક? કહેજો કે–ધર્મગુરૂઓને ! નાપાસ થયેલો છોકરો પૂરવાર કરી શકે કે–ત્રીસે દિવસની હાજરી હતી, માસ્તરે

કહેલું પ્રેમથી સાંભળતો હતો, મહેનત કરી હતી, છતાં નાપાસ થયો : તો કહેજો કે–માસ્તરનો વાંક! પણ ત્રીસ દિવસમાં ત્રણ કલાકની પૂરી હાજરી નહિ, સાંભળ્યું નહિ અને મહેનત કરી નહિ, ત્યાં શિક્ષક શું કરે ? નિરંતર જિનવાણી કેટલા વૃદ્ધો, યુવાનો અને બાળકો સાંભળે છે ? પોતાની ભૂલનો આરોપ ધર્મગુરૂઓ પર મૂકો, એ ચાલે ? જૈનશાસનને સમજતા હોય તે દેવ–ગુરૂ–ધર્મનું અપમાન સહે ? આટલી મોટી સમાજ જ્યાં વસે, જૈનોનું સામ્રાજ્ય મનાય. રસ્તે ચાલતાંય જૈન તો દૃષ્ટિએ ચઢી જ જાય, ત્યાં–' જૈનપણું શું અને શા માટે ?'–એનો ઉત્તર આપનાર ગણ્યાગાંઠયા ય ન મળે હોં! પણ કહો કે–જાતિમાં જન્મ્યા છે, પણ જૈનપણું સમજવા માટે કદિ જ મહેનત કરવામાં આવી નથી : માબાપોએ અભ્યાસ કરાવવા કાળજી કરી નથી. જે જૈનશાસનના–દર્શનના ઉપલક શ્રવણ માત્રથી દુનિયા શિર ઝુકાવે, જેની કાર્યવાહી કેવલ સ્વ અને પરનું કલ્યાણ કરનારી અને જેના સિદ્ધાંતો અનુપમ–સાંભળનારને ઘડીભર થોભાવે, એવાને પામેલા પણ વિચારહીનપણે, ભક્ષ્યાભક્ષ્યના વિવેક વિના વર્તતા દેખાય, તો એ ભયંકર નામોશી છે ! સવારમાં મંદિર આગળ જૂઓ તો કોણ આવે ? ઘરડા, ખવાઇ ગયેલા શરીરવાળા : ઘણી તો સ્ત્રીઓ ! જુવાનીઆઓ અને બળવાન શરીરવાળા તેમજ રોજ શરીરનું માપ કાઢનારાઓનાં દર્શન ત્યાં કેમ નહિ ? નવકારશીમાં નંબર પહેલો અને અહીં શાથી નહિ ? એ કહે છે કે–' હું સમજ્યો નથી. ' અને એ જ માણસ પ્રસંગ આવ્યે સાધુ પર ટીકા કરે છે ! જૈનધર્મના ઉત્તમોત્તમ આચારો સામે ટીકાઓ કરે છે !! આ દશામાં રહેલા માણસો જીવનને કયી રીતે સફળ કરશે એ સમજાવો !

**ઘોંઘાટોનું કારણ:**

આવા માણસોની ફરીયાદ છે કે–' અમને નરકગામી કહ્યા,

દુર્ગતિગામી કહ્યા, અમારી ટીકા કરી !' પરન્તુ એટલુંય ન વિચારે કે–' ટીકા શા માટે થઈ અને એ ટીકા કરીને ટીકાકાર કયું ફળ ઉપાર્જન કરવાની ઈચ્છા રાખે છે?' એવો વિચાર કદિ કર્યો છે? તમારા ધર્મગુરૂઓ હિંસકને, આરંભિને, પરિગ્રહિને, દુનિયાની મમતામાં ફસેલાને, વિષયકષાયમાં રક્તને–એવાને સ્વર્ગગતિ મળે એવું બોલે? જૈન જાતિમાં જન્મ્યા છતાં, જૈનપણાને કલંકિત કરે તેવું વર્તન કરે એને પરમેશ્વરે ન પૂછે, એવું બોલે? નાટક–ચેટક–સીનેમા જૂએ, હૉટેલમાં જે–તે ખાય, અભક્ષ્ય ખાય, એને માટે સદ્ગતિ સર્જાયેલી છે, એમ બોલે? અન્યાય–કૂડકપટ–પ્રપંચ સેવે, છતાં જો એ જાતિએ જૈન છે, તો એની જરૂર મુક્તિ થવાની, એમ કહે? શું બોલે, એ તમે કહો ને? બહુ આરંભી અને બહુ પરિગ્રહિને માટે શ્રી જિનેશ્વરદેવે કયી ગતિ કહી છે? નરક! તો પણ વર્તમાનકાળના ગીતાર્થો સ્વર્ગ કહે, એમ? શ્રી જિનેશ્વરદેવોએ કહ્યું એ જ ગીતાર્થો કહે, એમાં આશ્ચર્ય કે નવાઈ શી? 'જૈનશાસન શું છે અને શા માટે છે?'–એ વિચારવા અવસર નથી લીધો. મહેનત નથી કરી: નહિ તો આજે ચાલી રહ્યા છે તેવી જાતિના ધાંધાટો જૈનશાસનમાં કોઈ કાળે પણ હોત નહિ જ.

**અભ્યાસ કરો:**

જૈનપણું, એ કેટલી મહત્ત્વની ચીજ છે, એ વિચારવા માટે રાજા શ્રેણિકના પુત્ર અને મંત્રી અભયકુમારને આપણે યાદ કર્યા છે. જ્ઞાનિઓએ જે દૃષ્ટિએ જીવન જીવવાનું બતાવ્યું છે, એ દૃષ્ટિએ વિચારો અને અત્યારે જીવી રહેલ જીવન વચ્ચેના અંતરનું માપ કાઢો. પૂર્વપુરૂષો જેમ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના પાલક અને આરાધક બન્યા, તેમ બનવા પ્રયત્ન કરો. જૈનશાસનમાં સમ્યગ્-દર્શન, સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની આરાધના આત્માપર કયી જાતની છાયા નાખે છે, આત્માને કયી દશાનો બનાવે છે અને ક્રમે ક્રમે

ઉન્નત બનાવતે બનાવતે અનંતા સુખને પામવાની ઇચ્છાને કયી રીતિએ સફળ કરે છે, એનો અભ્યાસ કરો.

## હીરા, માણેક ને પન્નાની ભેટમાં શું?

મૈત્રી બાંધવા હીરા, માણેક અને પન્ના ભેટ તરીકે મોકલાવીને, આર્દ્રકુમાર શ્રી અભયકુમારને કહેવડાવે છે કે–'અનાર્ય દેશનો પાટવી આપની સાથે મૈત્રી ચાહે છે.' એ મૈત્રી સાચવવા શ્રી અભયકુમારે તે જ ભેટ મોકલી આપી હોત, તો એ પ્રસંગને આજે આપણે સંભારત ખરા? નહિ જ; પણ એ કહે છે કે–'મારી જે મૈત્રી ચાહે એ મારા જેવો કેમ ન બને? હું જેને પામ્યો તેને તે કેમ ન પામે?' શું? રાજ્યમંત્રિપણું કે સાહ્યબી? નહિ, પણ કાંઈક બીજું અને તે પણ અનુપમ! 'એવું જો મારી મૈત્રીનું ફળ એને મારે આપવું હોય, તો મારે શું કરવું જોઈએ? હીરા, માણેક, પન્ના તો સૌ મોકલે. શ્રી મહાવીરદેવના સેવક અને શ્રેણિકના પુત્ર તરિકે મારી વિશેષતા શી? હું તો પ્રભુ શ્રી મહાવીરદેવનો ભકત અને ક્ષાયિક સમકિતના ધણી શ્રેણિકનો પુત્ર છું!"

શ્રી અભયકુમારને આવા વિચારો આવે છે, એનું કાણ સમજાય છે? દૃષ્ટાન્ત તો ઘણીય વાર સાંભળ્યું હશે, પરન્તુ કદિ સાર શોધ્યો છે? આજે તમે શી ભેટ મોકલો છો? અને તેમાંય શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ જેને જડ દેખાય, નિર્ગ્રન્થ ગુરૂઓ જેને મફતનું ખાનારા દેખાય અને ધર્મ જેમાં લખાયો છે તે આગમ જૂના કાળનાં જણાય, એટલે કે–તે વખતને માટે લખાએલાં જણાય, એને ભેટ મોકલવા શું મળે?

**શ્રી સાગરાનંદસૂરિજી**—ચીભડાં!

મહારાજ કહે છે કે–ચીભડાં, અર્થાત્–ફળના કરંડીયા મોકલવા ઇચ્છે! જૈન છીએ એમ ખાલી બરાડા પાડયે નહિ ચાલે:

સાધુઓની ટીકા કરી શકીએ છીએ, એમ કહ્યે પણ નહિ ચાલે; બધી છૂટ ભોગવાય, પણ પહેલાં જૈન બનો. પછી તો તમે એ છૂટ માગશો જ નહિ. નાનો છોકરો બાપાજી પાસે પૈસા ક્યાં સુધી માગે? સમજણો ન થાય અને બાપાજી કેમ નિભાવે છે એની ખબર ન હોય ત્યાં સુધી ને? સમજ્યા પછી વારંવાર પૈસા માગવા માટે નહિ દોડે! જે દિવસે જૈનપણું આવી જશે, એ દિવસે જીભપર લગામ મૂકાઇ જશે! લેખણ પણ અંકુશમાં આવી જશે!! લખતાં છાકટા નહિ બની જવાય અને બોલતાં બેફામ નહિ બની જવાય!!!–'શું પડ્યું છે આપણા ધર્મમાં?'–'અમારામાં કાંઇ નથી'–'આટલા બધા ફીરકા શા?'–પણ એ કહેનાર શ્રી જૈનશાસનને સમજ્યો કે દિ'? દુનિયામાં કયું એવું સ્થાન છે, કે જ્યાં તે તે વિષયનો પરિચય કે અભ્યાસ જેણે ન કર્યો હોય એવાને બોલવા ઊભો કરે? આજે જે જૈનો જેમ–તેમ લખે છે અને બોલે છે, એ જૈનપણું સમજ્યા જ નથી. બોલવું હોય તો બોલવાની અને લખવું હોય તો લખવાની છૂટ છે, પણ તે ક્યારે? જૈન બન્યા પછી!

પોતાની મૈત્રી ચાહનાર વ્યક્તિ એવી ને એવી ન રહી જાય, એની કાળજી પ્રભુધર્મને પામેલા અભયકુમાર કરી રહ્યા છે. સ્નેહી નથી: એક ગામ, દેશ કે જાતિનો નથી: અને આર્ય પણ નથી: એવાનો પણ અભયકુમાર વિચાર કરે છે અને તમે તમારા સગા બચ્ચા માટે પણ શું પ્રયત્ન કરો છો? જ્યારે અનાર્ય દેશમાં ઉત્પન્ન થયેલા માટે અભયકુમાર વિચાર કરી રહ્યા છે કે–'હું શું મોકલું?' ત્યારે તમે તમારા પોતાના દિકરા માટે પણ એ વિચાર નથી કરતા! તમોને શું કહેવું?

પરન્તુ ખરી વાત તો એ લાગે છે કે–આજના એવાઓનો વિરોધ બીજી જગ્યાએ છે. એમને શ્રી જૈનશાસનની ચિંતા નથી, એમના પેટની છે: વિષયવિલાસ અને મોજશોખની છે. એમને મતિકલ્પનાએ ધર્મ કરવાની છૂટ આપો, તો ધર્મનો ક્યાં વિરોધ

છે? ‘જે વખતે જે તમને ઠીક લાગે એ વખતે એ ધર્મ!’ એવી જાતિના ધર્મના તો એ અઠંગ પૂજારી બની જાય, પણ શાસ્ત્રે એની સામે એક મોટી આડ મૂકી છે: ધર્મ ત્યારે જ કહેવાય, કે જ્યારે તે ક્રિયામાં શાસ્ત્રની સમ્મતિ હોય. એ શાસ્ત્ર જાત કે કજાત, યોગ્ય કે અયોગ્ય, લાયક કે નાલાયક અને સાચા કે ખોટાને ખૂલ્લા પાડે છે: સાચા ધર્મી અને ઢોંગી ધર્મીને ઉઘાડા કરે છે: છૂપાં રહેલાં પાપને ખૂલ્લાં કરે છે! ગુન્હો છૂપાવ્યો છૂપાય નહિ–ગમે તે કરણીને ધર્મ મનાવવા માગે તો મનાવાય નહિ,–એ બધું શાસ્ત્રો તદ્દન સ્પષ્ટ રીતિએ જગતને દર્શાવે છે. એવા શાસ્ત્રને જો કોઇ સંભાળનાર, સાચવનાર કે જગતમાં ફેલાવનાર હોય, તો તે સાધુઓ જ છે: એ સાધુઓને સીધો ઇલ્કાબ આપી દેવો ‘પઠાણો’ કારણ કે–એઓ શાસ્ત્રનાં પ્રદર્શન કરાવનાર, વરઘોડા કઢાવનાર, હાથીપર ચઢાવીને દુનિયામાં ન જાણતા હોય તેને પણ જણાવનાર! એણે કહ્યું એ જ ધર્મ છે, એમ કહેનાર કોઇ હોય તો તે સાધુઓ જ છે: માટે તેમની હયાતિ જ ન જોઇએ, એ એમના મનોરથ! પણ રાજ્યસત્તા નથી કે–સાધુઓને ઉખેડીને કોઈ જગ્યાએ મૂકી આવે: મારી શકે એમ પણ નથી, કારણ કે–રાજસત્તા બીજી છે. એટલે મોંઢે બોલવા સિવાય કે કાગળીયાં કાળાં કરવા સિવાય યા બળાપો કાઢવા સિવાય બીજી શક્તિ છે નહિ, માટે પૉલીસી વાપરે છે કે–તે સાધુઓને તો રહેવા દો. મનમાં સમજે કે–કેટલો વખત રહેશે? બહુ બહુ તો આયુષ્ય હોય એટલું જીવવાના છે,–પણ તેટલો વખત પણ એમને હલકા પડાય એટલા પાડો: ભયંકર બદમાશી કરનારા છે, સમાજમાં લાહ્ય સળગાવનારા છે, કજીયાખોર છે, એવા ઇલ્કાબ તૈયાર કરો: એમનું કાંઈપણ સાંભળ્યા વિના આંખો મીંચીને જેટલાં સાધનો હોય એટલાં ઉપયોગમાં લ્યો: લખ્યે રાખો.–એ બધી એમની મનઃસૃષ્ટિ: અને એમ કરવાનું કારણ એ છે કે–એમણે બરાબર જોયું છે કે આપણે અજ્ઞાન દુનિયાને જે દિશાએ ઝુકાવીશું તે દિશાએ ઝુકનેવાલી છે, માટે ઝુકાવ્યે રાખો!

સાધુઓ કહે એને માનો નહિ અને ચેલેન્જ કરે તો અભિમાની કહો!! ઝઘડાખોર, પડાણુ, ઉડાઉગીર, બાળકોને ઉડાવી જનાર, એમ બોલ્યા કરો!!! દુનિયા કહેશે કે-એકને પણ ન ઉપાડયો હોય તો લખે કેમ? પણ હું પૂછું છું કે-ઉપાડયો હોય તે ફરતા કેમ રહ્યા હોય? મૂર્ખ દુનિયાનો ગુણ છે કે-વાંચે એને માની લે. ધર્મના અર્થી પણ પરિચયમાં આવે નહિ, સમજી જાય નહિ, માટે એમને પણ હલકા પાડો. સમજી ગયા હોય એમને અજ્ઞાની, અંધ-શ્રદ્ધાળુ, બેવકૂફ અને ભણેલા-ગણેલા નથી એમ કહો: વધુમાં જમાનાના અજાણુ, અણઘડ, વરઘોડા તથા ઉજમણામાં સમય ને શક્તિ વેડફી નાખનારા, સાધુઓની પૂંઠે ફર્યા કરનારા અને માલ ઉડાવ્યે જનારા કહી દેવા: એ ઉપરાન્ત, નવા સાધુઓ ન જન્મે એની કાળજી રાખવી. બાલ્યવય અજ્ઞાન કાળની જ કહી દેવી. આત્મા ભાવુક દ્રવ્ય રહ્યું એટલે તેના ઉપર સંયોગ તેવી અસર થાય! ઉંમર લાયક થાય એટલે ભૂત વળગાડી દેવું-વળગ્યું, હવે જાય ક્યાં? જાય તો ફાવટ થઇ જાય-મરજી આવે તેમ લખાય-દુનિયાને પક્ષમાં ખેંચાય! સાધુઓ છે એ મરી ખૂટે-હોય તેમની ત્યાં સુધી આબરૂ બગાડીએ અને નવા થાય નહિ તેની પેરવી રાખીએ! ઈરાદા પૂર્વક, યોજના પૂર્વક, સમજપૂર્વક આવી રીતનું પ્રચારકાર્ય થયા કરે છે.

## રાગ માટેનો ત્યાગ, એ ત્યાગ નથી!

શ્રી જૈનશાસનની માન્યતા તરફ શિથિલતા આવતી જાય છે અને એને આચરવામાં પ્રમાદ વધતો જાય છે: એનું કારણ જૈનપણું સમજવાના પ્રયત્નની ખામી છે. મૂડીને ખરાબ કરનાર દીકરા માટે નોટીસ આપનારા જૈનો જૈનપણું વેચી ખાનારા માટે નોટીસ કેમ નથી આપતા? રક્ષા માટે પ્રયત્ન કરે એને ઝઘડાખોર કેમ કહે છે? એમના જૈનપણાના વિચારોનું દેવાળું નીકળ્યું છે છે એથી જ ને? આ દશામાં સમ્યગ્ દર્શન, સમ્યગ જ્ઞાન અને

સમ્યક્ ચારિત્રની આરાધનાની વાતો સાંભળવાનું જેવું સુન્દર ફળ આવવું જોઈએ, તેવું સુન્દર ફલ શી રીતે આવે ? ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ ફરમાવે છે કે-' જે આત્મા સમ્યગ્ દર્શનથી પાવન બની જાય, તે આત્મા ભવોદધિમાં રમે નહિ.' કદાચ ન નિકળાય તો રહે એ વાત જૂદી, પણ રમે નહિ. તમે રહેલા છો કે રમતા છો ? તમે જૈન છો કે નહિ ? તમે સમ્યગ્દૃષ્ટિ છો કે મિથ્યાદૃષ્ટિ ? અહીં તો ભવોદધિમાં રમવાની નહિ, પણ ગાંડા થઇને નાચવાની ચેષ્ટા ચાલી રહી છે. સમ્યગ્ દૃષ્ટિને રહેવાનું પણ દુઃખિત હૃદયે, ન રહેવાય એ સારૂં એમ માનીને છે; ત્યાં ગાંડા થઇને નાચનારા આગળ સમ્યગ્ દર્શનનાં વર્ણન કરવાં શાં ? કારણ કે—જે પોતાને જૈન મનાવે છતાં સંસારમાં આસક્ત રહે, ગાંડો-ઘેલો બની રમે, તે આત્મા શી રીતે એને પચાવે ? એને તો એના મહાત્મ્યાદિનું વર્ણન પણ ન ગમે : એને તો દીક્ષા, ત્યાગ, સંયમ એ શબ્દો પણ ખટકે. જેને રાગ માટે ત્યાગ રૂચે, એને ત્યાગ રૂચ્યો ન ગણાય. દુનિયાની સંપત્તિ મેળવવા માટે જરૂરી ત્યાગ રૂચે, એ ત્યાગની રૂચિ નહિ પણ ભયંકર રાગની રૂચિ છે : એ ત્યાગમાંથી સન્નિપાત પ્રગટ્યા વિના રહેવાનો નથી. એ સન્નિપાતમાંથી ઘરે ઘરે દાવાનળ સળગશે. સાવધાન નહિ રહે એ બધા સળગી મરવાના છે. કોઇના ખીસ્સામાંથી પૈસા કઢાવી લેવા નમ્ર બનાય, શાંતિ રખાય એ ગુણ છે, કેમ ? રૂપિયાના ચાર લેવા ગરમાગરમ દુધના પ્યાલા પાઇ દીધા એ ઉદારતા છે, કેમ ? માટે આંધળુકીયા નહિ બનતાં ગુણાવગુણનો વિવેક કરો.

## ઉત્તમ કોટિની ફરજ

અભયકુમારને અનાર્યને પણ સુધારવાના વિચાર આવતા હતા. તમે તમારાં બાળ અને બચ્ચાં, આશ્રિત, કુટુંબપરિવાર, સ્નેહી, સંબંધી માટેય આ વિચાર ન કરો, એ કેટલી નીચી પાયરીએ આવી ગયા છો તે વિચારો ! તમારાં બાળકોમાં જૈનપણાના સંસ્કાર નાખવાનો

પ્રયત્ન ન કરતા હો, તો તમને મારે શું કહેવું એ તો કહો! જરા કઠિન શબ્દ આવે, એ ભારે પડવાનો ને! જૂઠું બોલવું અને જૂઠા છો એમ કહે એ ખમવું નહિ!! ગૂન્હો કરવો અને દંડથી છટવા ફાં-ફાં મારવાં, એ વિષને વધારવા જેવું છે: અહીં છૂટી ગય, એનું ફળ ચક્રવર્તી બ્યાજ સાથે ભોગવવું પડશે: બ્યાજ ગણાય, પણ પાપના ફળને ગણત્રી વિનાનાં કહ્યાં છે. એને માન્યા સિવાય છૂટકો નથી. એ માનીને ઝટ સમજી લેવું અને સમજીને આચારમાં મૂકવું. એ ઉત્તમ કોટિની ફરજ છે. અભયકુમારને મૈત્રી સફળ કરવા માટે મોકલવા યોગ્ય એક જ વસ્તુ દેખાણી: શાસ્ત્રને તો સમજનવનાર જોઈએ, પણ કેવળ દર્શનમાત્રથી,-યોગ્યતા હોય તો,-વસ્તુનું ભાન કરાવનાર ચીજ એક છે, અને તે શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ! જંગલોમાં, પહાડો પર અબ્જો ખર્ચીને તમારા પૂર્વજોએ પ્રતિમાઓ કેમ બેસાડી છે? નિવૃત્તિ લઈને આવશે તો પરિણામે તારકની મૂર્તિ પર દૃષ્ટિ ચોંટશે-મૂર્તિની છાપ પડશે: પુણ્યાત્મા હશે તો જરૂર પામશે. આ એમનો આદર્શ છે. તીર્થયાત્રાએ જાય ત્યાં પણ આજના જુવાનીયાઓમાંના કહે છે કે-'પેટની પૂજા વિના પ્રભુની પૂજા શાંતિથી થાય નહિ.' આવાઓને તપશ્ચર્યા રૂચી નથી અને અસંયમ રોમ રોમ વ્યાપ્યો છે કે કાંઈ બીજું છે? 'તીર્થનું શું છે?' —આ ભાવના શાથી આવી? શ્રી સિદ્ધગિરિની યાત્રા બંધ થઇ તે વખતે કલિયુગના એક ભાગ્યશાળીએ (?) હિસાબ કાઢ્યો હતો કે-બાર મહિને ઓછામાં ઓછા ૫૦ હજાર યાત્રાળુઓ શ્રી સિદ્ધગિરિજી જાય: એકની પાછળ દશ રૂપીયાનો ખર્ચ ગણીએ તો બારે મહિને જે તીર્થ પાંચ લાખ રૂપીઆ ખાઈ જાય, એ તીર્થ બંધ પડે એના શોક શા? એવા હિસાબોથી જૈનોનો ઉદય કરવાનો દાવો કરનાર કુળદીપકો (?) જૈન જાતિમાં જીવે છે. એ પોતાના 'દીપક' નામ ધરાવનારા પણ 'અંગારા' હોવાના પ્રતાપે અધોગતિ ચાલી રહી છે. હજુ ન ચેતાય તો અવનતિ કપાળમાં લખાયેલી છે.

## પ્રભુમૂર્તિનો પ્રભાવ :

જાણો છો ને કે–શ્રી અભયકુમારે આર્દ્રકુમાર માટે કયી ભેટ તૈયાર કરાવી? શ્રી વીતરાગ પરમાત્માની સુંદર મૂર્તિ ભરાવી: એ પ્રતિષ્ટા કરાવી : એને અલંકારો સજ્યા : અને પછી એને ઉત્તમ પેટીમાં મૂકી : આ ભેટ, કહેજો કે–અભયકુમારે બહુ સાવધાની પૂર્વક જોવા આપી છે–એકાંતે જોજો, વારંવાર જોજો, ઉપેક્ષા નહિ કરતા! મૂર્તિ ગઈ : પાટવીના હાથમાં આવી : ધારી ધારીને જોઈ: આર્યદેશનો કોઇ અલંકાર તો ન હોય!, –એમ ધારી માથે મૂકીને જોઇ, ભે લટકાવીને જોઈ, પણ બંધબેસતું આવતું નથી. પછી સામે મૂકી આંખોથી નિર્નિમેષપણે જૂએ છે. જોતે જોતે કાંઇક છે, અનુપમ છે, નહિ જોયેલું છે, સુંદર છે એમ લાગ્યું. કર્મનો ક્ષયોપશમ થયો : જાતિસ્મરણ જ્ઞાન થયું: પૂર્વની જાતિ યાદ આવી : ઓળખાણ થઈ: આ તો ભગ–શ્રી જિનેશ્વરદેવ છે. પૂર્વે આરાધેલો ધર્મ યાદ આવ્યો. વિરાધના પણ યાદ આવી. હૃદયમાં એમ થયું કે–આ મૂર્તિ જેણે પમાડી તે ગુરૂ : એના દર્શન વિના કેમ રહેવાય? માતા–પિતા–દેશ–જાતિ ભૂલાઈ ગયું. શું યાદ રહ્યું? એક ધર્મ. તમે મૂર્તિ જોઈ: એના ગુણો સાંભળ્યા : એનું વર્ણન, એનો મહિમા સાંભળ્યો : એને પૂંજી: અને જેની મૂર્તિ એના મહિનાને પણ સાંભળ્યો : સાંભળતાં સાંભળતાં વર્ષો થયાં, છતાં હજી અડધો કલાક મૂર્તિ સામે રીતસર બેસીને, તેની ઉત્તમતા અને પોતાની અધમતા વિચારવાની ફુરસદ મળી નહિ!? કહે છે કે–'મન ચોટતું નથી!' પણ મન ચોંટાડવાનો યોગ્ય પ્રયત્ન કર્યો?

## અહીં ધર્મની ફુરસદ નહિ તો ભવાંતરે સુખમાં નહિ!

જન્મના જૈન, જૈન મા–બાપના દીકરા, 'અમે જૈન'–'અમે જૈન' એવો દાવો કરનારા, અમદાવાદ શહેરમાં જિનમૂર્તિઓ જેવી છે એવી કોઇ અપરિચિત દેશમાં જાય અને ત્યાંના લોકો જૂએ તો

કલાકોભર જૂએ, એને તમે મજૂર પાસે લોટે પાણીએ નવડાવી દેનારા છો ને? જાતે અભિષેક કરનારા કેટલા? છોકરાને સાબુ દઈને નવડાવનારા અને શરીર માટે ઉંચી જાતિનો સાબુ મંગાવી ઘસનારા તમે, તારકની મૂર્તિના અભિષેક કોની પાસે કરાવો? ઇંદ્રો કરતાંયે સાહ્યબીમાં વધ્યા એમ? એ ફુરસદ નથી મળતી તો ભવાંતરમાં સુખ ભોગવવાની ફુરસદ પણ મળવાની નથી. ભક્તિની કે ધર્મની ફુરસદ નહિ મેળવીને સુખની આશા રાખો છો? સાંભળવા માટે નાલાયક બની જવાના. ઉદ્ધારકને હાથ ખેંખેરવા પડવાના. એવી હાલત આવ્યા પહેલાં ચેતો. શ્રી જિનેશ્વરદેવો સંપૂર્ણ જ્ઞાની હતા. એ અનન્તજ્ઞાનિઓએ શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ અને મંદિરની પૂજા–ભક્તિ–સેવા–ઉપાસનાનાં વિધાન કીધાં છે: બાળ જીવો માટે–ઉંચામાં ઉંચી કોટિનો ત્યાગ નહિ સ્વીકારી શકનારાઓ માટે–તરવાનું, જગાડનારૂં, મન–વચન–કાયાને પવિત્ર કરનારૂં સાધન શ્રી જિનમૂર્તિ જેવું એક પણ નથી. જ્યાં દોષ નહિ, દુષ્ટ વાતાવરણ નહિ, ખરાબ વાસના પેદા કરાવનાર વસ્તુ નહિ અને ઉત્તમોત્તમ સામગ્રીઓ, જ્ઞાનિઓએ ભલા માટે યોજી આપેલી છે, ત્યાં ચિત્ત ન ચોંટે અને તેમ છતાં પણ એમના સિદ્ધાંત ઉપર ચર્ચા કરવા તૈયાર થાઓ, એ કયી લાયકાત? જાતિએ જૈન છીએ માટે બેડો પાર, એમ નહિ માનતા. જૈનત્વ કેળવવા જે પ્રયત્નો કરવા યોગ્ય છે તે કરવા પડશે. એક વાર જૈનપણું આવી જાય, પછી સમ્યગ્દર્શન–સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રનાં વર્ણન કોઇ કરશે, ત્યારે ઉલ્લાસથી સાંભળવાનું મન થશે: આચારની ભાવના જાગશે.

## રત્નત્રયીની પ્રાપ્તિ ક્યારે થાય?

'અમે દેવ-ગુરૂને માનીએ છીએ'–એમ કહ્યે નહિ ચાલે: માનતા હો તો એમણે કહેલો ધર્મ ગમે કે બીજો? ધર્મ તો મરજી મુજબ, ફાવટ આવે, ઠીક પડે તો કરીએ,–એ ન ચાલે! દેવ–

ગુરૂને માનવાનો અર્થ એ છે કે-માન્યા પછી અંતરમાં લખાઈ જાય કે-એમની આજ્ઞાની આરાધના નહિ થાય, ત્યાં સુધી મારા આત્માનો આ સંસારમાંથી ઉદ્ધાર થવાનો નથી. આજ્ઞા માનવા આતુરતા વધે ત્યારે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય: સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય ત્યારે સમ્યગ્જ્ઞાન થાય: અને એ બે ખીલે એટલે સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ સ્હેજે થાય.

## ઉપસંહાર:

એટલા માટે ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે-'તેનો જ મનુષ્યભવ સુલબ્ધ છે કે-જે સમ્યગદર્શનથી શુદ્ધ જ્ઞાન અને ચારિત્ર પામ્યો હોય.' બીજાના જન્મ તો એળે-નિષ્ફળ ગયા: ઉલ્ટા અધોગતિમાં લઇ જનારા થયા. તેનો જ નરજન્મ સફળ થયો કે-જેણે આ રત્નત્રયીને લીધી: તરવાનો માર્ગ આ જ એવી ખાત્રી થઇ. એના વિના, એના પ્રેમ વિનાના આત્માઓ આ સંસારમાં એક નહિ, અનંતાનંત રખડી રહ્યા છે. કોઇનો ઉદય આના વિના થયો નથી, થતો નથી અને થવાનોયે નથી. ન મળ્યાં હોય તો મેળવું, મળ્યાં હોય તો ઓળખી લઉં, ખસી ન જાય-બગાડનારા બગાડી ન જાય એટલી સાવધાની રાખું, અને જો કોઈ આવે તો એને દાન દઉં! જ્યાં સુધી કર્મબંધનોથી મુક્ત થઈ સિદ્ધપદે ન પહોંચે, ત્યાં સુધી દરેક આત્માને એની જરૂર છે: તે માટે પામેલા આત્મા લ્હાણી કરે, પ્રભાવના કરે. સાધુઓ પોતાને ભવાંતરમાં મળે એ માટે રત્નત્રયીની લ્હાણી કરે છે. ન ગમે એ નાચે કૂદે-ભૂમરાણ કરે, એમાં નવાઈ શી? જેને એની મહત્તા સમજાઈ તે જગતને આપવા પ્રયત્ન કરે. પોતાના નરજન્મને સફળ કરવા જેમ પોતે પ્રયત્ન કરે છે, તેમ અન્ય પણ આત્મકલ્યાણ સાધી શકે એવા પ્રયત્ન કરે. એને જે ઝીલશે તે અને ઝીલાવશે તે આત્મકલ્યાણ સાધી શકશે.

——(૦)——